# રાષ્ટ્રીય ક્રાંતિનો રાહ

શાહીવાદી ગઢ પર આખરી હુમલો:
લોકશાહી આઝાદીનો ઇન્કિલાબી
કાર્યક્રમ





હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી
મધ્યસ્થ સમિતિ

કિ. ૩ આના

**આજના આ નવા તબક્કામાં** પાર્ટીને માથે-પાર્ટીના ૫૦ હજાર સભ્યોને શિર પ્રચંડ ઐતિહાસિક જવાબદારી ઉભી છે. આજે આ ગુલામ વતનમાં ક્રાન્તિના જુવાળ ઉઠ્યા છે. ત્યારે હિન્દને નવી જંજીરોમાં જકડનારી અને હિંદી ક્રાન્તિને કચડવા મથનારી શાહીવાદી યોજનાને ખતમ કરવા એક એક પાર્ટી સભ્યે પોતાની તમામ તાકાત લગાવી દેવાની છે. તમામ ૫૦ હજાર પાર્ટી સભ્યોએ મુખ્ય [illegible] વિગેરે જન આંદોલનોને મોખરે— આઝાદીના



આપવી આજે જરૂરી છે.

**ચોથી વાત** : પાર્ટીના કાર્યક્રમ તથા નીતિ પરત્વે પાર્ટીના તમામ સભ્યોને પણ રાજકીય તાલિમ આપવી જરૂરી છે. માર્કસવાદ અને લેનિનવાદના સિદ્ધાન્તોની સમજ આપવી જરૂરી છે. જન સંગઠનો અને પાર્ટી સંગઠનોમાં કામ કરવા અંગે વ્યવહારૂ તાલિમ આપવાની પણ રહે છે.

**જેટલે અંશે પાર્ટી સંગઠનનાં આ કાર્યો પાર પાડશે તેટલે જ અંશે પાર્ટી હિંદી ક્રાંતિના યોજક તરીકે આગળ આવી શકશે, ને તેટલે જ અંશે ક્રાંતિને કામયાબીને માર્ગે દોરી શકશે.**

# આમુખ

**[ શ્રી. ગંગાધર અધિકારીના એક ભાષણમાંથી ]**

**બીજું વિશ્વયુધ્ધ પૂરું થયું** છે. અને એક નવો જમાનો શરૂ થઇ ગયો છે માત્ર આપણા જ દેશમાં નહિ, પણ દુનિયા ભરના તમામ દેશોમાં.

પહેલા વિશ્વયુધ્ધને અંતે શું થયું હતું ? ત્યારે યુધ્ધ ચાલતું હતું તે દરમિયાન રુસ દેશમાં ક્રાંતિનો ભડકો ફાટી નીકળ્યો હતો. અને રુસમાં ક્રાંતિનો વાવટો લહરી ઉઠયો હતો. પરંતુ આ યુધ્ધ દરમિયાન, દેશ દેશની જનતા એક બની ફાસિવાદ સામે જંગે ઉતરી હતી; આજે એ જ વિજયી જનતા નવા યુરોપનું સર્જન કરી રહી છે.

**જે દેશની જનતા જેટલે અંશે ફાસિવાદ સામેના જંગમાં ઝૂઝી હતી, એટલે અંશે આજે ત્યાં જૂની સમાજ-રચનાને ખતમ કરવામાં ક્રાંતિકારી કામદાર વર્ગને સફળતા મળી રહી છે.**

યુગોસ્લાવિયા, ઝેકોસ્લોવેકિયા, પોલાંડ વગેરે દેશો આની ઝળહળતી તવારિખ છે. ત્યાં નૂતન લોકશાહી રાજ્યોએ જમીનદારી પ્રથાને સદાને માટે દેશવટો આપ્યો છે.

આવા આ નવા યુરોપની સાથોસાથ એશિયા પણ નવો જન્મ લઈ રહ્યું છે. ઇન્ડોનેશિયા, હિન્દીચીન, મલાયા, બ્રહ્મદેશ નવી સમાજ વ્યવસ્થાને ઝંડો ઉંચો ફરકાવવા માથું મૂકી જંગે મયદાન ઉતર્યા છે.

## ક્રાંતિકારી માર્ગ

જ્યાં જુવો ત્યાં નવા યુગનાં એંધાણ નજરે ચઢે છે. આ એંધાણને ઓળખાવનારાં ત્રણ મુખ્ય લક્ષણો છે—

**૧. હવે જગતની જનતા જૂના સડેલા સમાજને ખતમ કરી આગળ ધપવા ક્રાંતિકારી મારગે ચઢી ચૂકી છે.**

આજે હવે ૧૯૨૦-૩૦-૩૨ ના દિવસો નથી. આજે તો વાતાવરણ અનોખું જ છે. આજની હકુમતશાહીને ખતમ કરવા નવાં બળો જાગ્યાં છે, આગળ ધપી રહ્યાં છે. આજે જે હડતાલો અને આમ હડતાલો પડે છે, એ દરેકમાં કદી નહિ જોયેલી એવી હિંમત અને ક્રાંતિકારી ખુમારી નજરે ચઢે છે.

**● મુંબઇ, કલકત્તા, કરાંચી, મદ્રાસ વગેરે સ્થળોના નાવિકોએ પુકારેલા બંડના દિવસો યાદ કરો.**

હિંદી નાવિકોએ ફોજી જહાજોનો કબજો લીધો હતો ! તોપ શસ્ત્રાગાર પર આણ ફરકાવી હતી ! બ્રિટિશ સત્તાને પડકાર કરતા કોંગ્રેસ-લીગના વાવટાઓ ફરકાવતા નાવિકો મરણિયા બની ઝુઝયા હતા ! અને સરદાર પટેલના રીતસર ઇન્કાર છતાં મુંબઇના કામદાર વર્ગની હાકલ પર આખું મુંબઈ આમ હડતાળ પર ઉતર્યું હતું !

એ પછી તો, અનેકવાર હવાઈ સૈનિકો અને અન્ય ફોજી સૈનિકો હકની લડતના મયદાનમાં કુદી પડયા છે.

**● ફરી યાદ કરો..... આઝાદ હિંદ ફોજના મુકરદમાના દિવસો.** જ્યારે દેશ આખો એક દેહની જેમ પડકારતો ખડો થઈ ગયો હતો: 'આઝાદ-હિંદ ફોજના ગુનાઓનો ન્યાય તોળનાર તું બ્રિટિશ કોણ ? જેણે અમારાં ભાંડુને જુલ્મ, ભૂખ, રોગ અને જપાની બોમ્બાબાજીમાં ભૂંજી નાખતાં પાછું નથી જોયું એ શાહીવાદ અમારા દેશવાસીઓનો ઇન્સાફ કરવાની હિંમત કરે ?'—આમ દેશ આખો ખડો થઇ જઇ પરદેશી શાહીવાદને જાકારો દેતો હતો. કલકત્તામાં **રશીદ અલી દિને** હિંદુ મુસ્લિમ અવામે પોલિસ અને ફોજને ભોંભારે પાડી હતી.

## નવી તાકાત

ત્યારે કોઇને ખબર ન હતી કે કોઇ નવી તાકાત સામાન્ય માનવીઓને અસામાન્ય બનાવી તેમને ક્રાંતિકારી જુવાળોને મોખરે લઇ રહી છે. એ પછી તો—

રેલ્વેના ૧૦ લાખ કામદારોની લડતની તૈયારીઓ અને છેવટે પોસ્ટ કામદારોનો દેશવ્યાપી શાનદાર જંગ ફરી ફરી એજ વાત કહી જાય છે કે દેશ ભરના તમામ વર્ગો અને વિભાગોમાં જંગની ખુમારી જાગી ગઈ છે. જનતા આખી આ જુવાળોની હમદર્દ છે. કલકત્તામાં તા. ૨૯મી જુલાઇનો દિવસ એની અપૂર્વ સાખ પૂરે છે. પોસ્ટ કામદારોની સહાનુભૂતિમાં ૧૯ લાખ કલકત્તાવાસીઓએ બહાર પડી બ્રિટિશ સત્તાને પડકાર કર્યો હતો. કલકત્તાએ આખા દેશની ઉત્કટ તમન્નાનો પડઘો પાડયો હતો ! એ દિવસે બ્રિટિશ પોલિસ ને ફોજ મોં સંતાડી ભાગી ગઇ હતી. એ દિવસે કલકત્તામાં જાણે જનતાનું રાજ્ય હતું !

## વિશ્વવ્યાપી સ્વરૂપ

**૨. આ અપૂર્વ અને નવા જુવાળની બીજી ખાસિયત એ છે કે તે આંતરરાષ્ટ્રીય છે:**

હિંદી ચીન, ઈન્ડોનેશિયા, મલાયા, બ્રહ્મદેશ ને ઇજીપ્તમાં પણ આપણે દુનિયાના શાહીવાદ સામેનો આ જુવાળ જોઇએ છીએ.

## કામદાર નેતાગીરી

**૩. ત્રીજી વિશેષતા એ છે કે આ જુવાળને મોખરે ક્રાંતિકારી કામદાર વર્ગ છે. આજે આ જુવાળ ક્રાંતિકારી અને આંતરરાષ્ટ્રીય સ્વરૂપ ધારણ કરી શક્યો છે તેનું કારણ પણ એ જ છે કે તેનો દોરનારો કામદાર વર્ગ છે. એટલે કે, ૧૯૧૭ માં શરૂ થયેલી શ્રમજીવી ક્રાંતિની જ ધારા આગળ વધી રહી છે.**

આજના નવા હિંદુસ્તાન ભણી નજર કરતાં જ આ ત્રીજી વાત વધુ સમજાય છે. નાવિકોના બંડથી શરૂ કરી પોસ્ટ કામદારોની લડતો દરમિયાન એક જ સત્ય જાહેર થાય છે કે મૂડીવાદી નેતાગીરીની અનિચ્છા છતાં, ઇન્કાર છતાં, કામદાર વર્ગ આજે તેની ઉપર વટ જઈને તમામ આંદોલનોને, તમામ વર્ગની લડતોને અપનાવી રહ્યા છે, દોરવણી આપી રહ્યો છે. અને સામાન્ય ગણાતી હડતાલોને નવું ક્રાંતિકારી સ્વરૂપ દઇ રહ્યો છે. આજે એકમાત્ર કામદાર વર્ગ જ તેને માટે યોગ્ય અને લાયક છે, કેમકે તેના હાડમાં વીસ વીસ વરસનો લડાયક અનુભવ પચી ગયેલો છે.

આજે જે અવનવું બની રહ્યું છે એની પાછળનું આજ રહસ્ય છે.

## શાહીવાદના કફનમાં ખીલા

● આજે શાહીવાદના કફનમાં આખરી ખીલા ધરબાઇ રહ્યા છે—ખુદ ફોજમાં આગ લાગી છે! ને કામદાર વર્ગની પ્રેરણા પીને કિસાન પણ જાગ્યો છે; જમીનદારોના કબજામાંની વાંઝણી પડતર જમીનને છીનવી લઇ તેને હરિયાળી ધાન્ય ભરપૂર બનાવી તે નવા જીવનની આશા આપી રહ્યો છે. આજે હવે પહેલાંની જેમ તે ખચકાતો નથી. સીધો જ તે ગણોતનો ઇન્કાર કરે છે; પાધરો તે જમીનનો કબજો લઇ ખેડવા માંડે છે! જમીનદારોના તાબામાં ગણાતી નહેરોનાં પાણીને પોતાનાં કરી વાપરવા લાગ્યો છે! કાયદો, સત્તા અને જુલ્મોની એને જાણે પરવા નથી!

**એવાં જ, અને એથી ય વધુ રોનકદાર ચિત્રો કાશ્મિર ને ગોવા રજુ કરે છે. તેહરી ગઢવાલ, ડુંગરપુર, રતલામ ને હૈદ્રાબાદની લાંબી હરોળ જાગી ઊઠી છે.**

પરદેશી અને દેશી જુલ્મ જહાંગીરી સામે ત્યાંની સૌથી પછાત જેવી પ્રજા રાજાશાહીને દેશવટો દેવા જંગે ચઢી છે. જ્યારે કોંગ્રેસ લીગના આગેવાનો એ બ્રિટિશ ખાંધિયાઓને પંપાળીને બંધારણ સભામાં તેમનો મત પોતાને પક્ષે લેવા શરમજનક કોશીશો કરી રહ્યા છે ત્યારે એ દેશી રાજ્યોના દોઝખ નીચે જીવતી પ્રજા પોતાના પગ પર આઝાદીનો જંગ ખેલી રહી છે.

## રાંક બનેલ બ્રિટિશ સિંહ

**લાંબા છ છ વરસના યુધ્ધ પછીનું હિંદ–નવું હિંદ આવું છે. એની** સામે બ્રિટિશ સિંહ પારાવાર કમજોર છે. **એક બાજુ,** સોવિયેતની શકિતઓ ફૂદકે ને ભૂસકે વધી રહી છે. **બીજી બાજુ,** સોવિયેતની પ્રેરણા ને અસર નીચે યુરોપનાં નવાં લોકશાહી રાજ્યો રહીસહી શાહીવાદી અસરને ખતમ કરી રહ્યાં છે. **ત્રીજી બાજુ,** બ્રિટનનાં અડ્ડા સમાં તેનાં સંસ્થાનો ખળભળી ઊઠયાં છે; બેચેન બની મરણિયાં બની મયદાને પડયાં છે. અને ત્યારે ઘરની અંદર ખુદ બ્રિટનમાંનું કામદાર આંદોલન પણ વધુ ને વધુ જોર પકડતું જાય છે. ઉપરાંત, યુદ્ધને અંતે બ્રિટિશ શાહીવાદ અમરિકી 'બડેભાઇ' આગળ રાંક જેવો બન્યો છે.

## છટકવાની તરકીબો

આવી આ જીવલેણ સ્થિતિમાંથી પોતાની જાતને બચાવવા માટે બ્રિટિશ શાહીવાદ બે બાજુ રમત રમે છે. પહેલાં તો, આંતરિક અથડામણ—અમેરિકન મૂડીવાદ સામેની અથડામણનો ઉકેલ લાવવા તત્કાલ નમતું મૂકી કહે છે: "હું તારો નાનો ભાગીદાર થવા તૈયાર છું." પણ બીજી બાજુ, તે હિંદના મૂડીવાદી હિતોને પોતાની પકડમાં રાખવા મથતાં કહે છે: "તમને હું મારા નાના ભાગીદાર તરીકે થાપવા તૈયાર છું."

એક બાજુ, તે ત્રીજા વિશ્વયુધ્ધની ચાલી રહેલી તડામાર તૈયારીઓમાં અમેરિકાને પડખે ઉભું રહી સોવિયેતના ક્રાંતિકારી બુરજને ખતમ કરવાનાં સ્વપ્નાં સેવે છે; બીજી બાજુ હિંદના ક્રાંતિકારી જુવાળને ભીંસી નાંખવા તે હિંદી મૂડીવાદ અને મૂડીવાદી નેતાગીરી–કોંગ્રેસ તથા લીગનો ઉપયોગ કરવા મથે છે. તેને ખબર છે કે પોતાની જાતને હિંદમાંથી સદાને માટે ખતમ થતી બચાવી લેવી હોય, સોવિયેત વિરોધી ત્રીજા વિશ્વયુધ્ધ વખતે હિંદનો ઉપયોગ પોતાને પક્ષે કરવો હોય તો તેમણે હિંદી મૂડીવાદી હિતોને અને તેમની રક્ષા કરનારી નેતાગીરીને તત્કાલ પોતાને પક્ષે ખેંચી લેવી જરૂરી છે.

આને માટે તેણે નવી બંધારણ યોજનાની જાળ પાથરી છે. તેને ખાત્રી છે કે હિંદી મૂડીવાદી નેતાગીરી–કોંગ્રેસ અને લીગ જરૂર એમાં ફસાયા વિના રહેનાર નથી.

હકીકતે ય બ્રિટિશ શાહીવાદની આ જાળ આજે તો હિંદને ગળે જીવલેણ ગાળિયો બની ઝૂલી રહી છે. કોંગ્રેસની નેતાગીરી જેના ઉપર ખુશાલીની શરણાઇઓ વગાડે છે, જેને વિજયની ફૂલમાળા સમજી ગળે લટકાવતાં મહાલે છે, એ વિજયની ફૂલમાળ નથી, એ તો જીવલેણ ફાંસો છે!

●

# રાષ્ટ્રીય ક્રાંતિનો રાહ

**[૧૯૪૬ના ઓગસ્ટમાં પાર્ટીની મધ્યસ્થ સમિતિએ પસાર કરેલો રાજકીય ઠરાવ]**

**હિંદી આઝાદીનો સંગ્રામ આખરી મંઝીલ પર દાખલ થઈ** ચૂકયો છે. બ્રિટિશ શાહીવાદ સામેની આમ લડતો એક નવાજ જમાનાનાં એંધાણ આપી રહી છે. જનતા શાહીવાદનો આખરી ખાતમો કરવા જંગે મેદાને ઉતરી છે.

" આઝાદ હિંદ ફોજ " ની મુકિતના આંદોલનથી આ નવા તબકકાની શરૂઆત થઈ છે. એ દિવસથી કદી ન વિસરાય એવો પ્રચંડ ક્રાંતિકારી જુવાળ દેશભરમાં ઉછળ્યો છે. એ દિવસ પછી શાહીવાદનાં કારમાં દમન જુલ્મ સામે જાગેલી જનતા અપૂર્વ હિંમતથી ઝૂઝી છે. કલકત્તામાં ૧૯૪૫ના નવેમ્બરમાં ઉજવાયેલ " આઝાદ હિંદ ફોજ દિન " અને ૧૯૪૬ના ફેબ્રુઆરીમાં ઉજવાયેલ " રશીદ દિન " નાં વીર સ્મરણો આની સાક્ષી પૂરે છે.

એ પછી દેશમાં નૌકા દળ, તથા અન્ય ફોજી ટુકડીઓએ દાખવેલ ખમીર અને પોલિસોની હડતાલો ફરી ફરી એક જ વાત કહી જાય છે કે, હિંદી સશસ્ત્ર દળના સૈનિકોનાં દિલમાં ય આજે શાહીવાદ સામેના જંગની ભાવના ખૂબ જ ઉંડી જડ નાખી ચૂકી છે.

**આ દિવસો દરમિયાન આમ લડતનાં** વિવિધ સ્વરૂપો નજરે પડે છે. આ દિવસોમાં જનતા અને ફોજી સિપાહીઓ વચ્ચે બંધુતાની એક નવી કડી સરજાય છે નાવિકોના બળવાની સહાનુભૂતિમાં દેશવ્યાપી હડતાલો પડે છે; અનેક સ્થળે હિંદી સૈનિકો જનતા અને બળવાખોરો પર ગોળીઓ ચલાવવાનો ઈન્કાર કરે છે.

વળી, આ દિવસોમાં વિવિધ ઉદ્યોગોની હડતાળોનો જુવાળ અદભુત શકયતાઓ દાખવે છે. એક ઉદ્યોગની હડતાલ જોતજોતાંમાં તો દેશવ્યાપી બની જાય છે. એટલું જ નહિ પણ એમાંથી જ તમામ ઉદ્યોગોની દેશવ્યાપી સાર્વત્રિક હડતાળની શકયતાઓ જન્મી છે.

● કિસાનોમાં પણ નવી હલચલ નજરે પડે છે. ગરીબ ખેડૂતોને ભૂખે મારી, લાખો મણ ધાન છૂપાવી રાખનારા સંઘરાખોરોના બારણે ને ગોદામો પર ભૂખ ભૂખ્યા ઉતરી અનાજના કબજો લે છે ! એવી જ રીતે બંગાળના (હવે યુકત પ્રાંતમાં પણ) જમીન વિનાના ખેડૂતોએ જમીનદારોની પડતર જમીન પર હળ ફેરવવા માંડયાં છે !

કિસાન જનતામાં આવી રહેલા નવા ઉછાળાનાં આ નિશાન છે. આમાંથી જ તો સ્થાનિક જમીનદાર-જાલિમ સામેનો ખેડુ-ગુલામોનો મોરચો મંડાશે.

● **ત્રીજું લક્ષણ છે**—માથું હાથમાં લઈ ઝૂઝતી દેશી રાજ્યોની જનતાની લડતો. આપખુદ રાજાશાહીને તેણે પડકાર કર્યો છે. કાશ્મિરી જનતાની આઝાદીની આ લડાઈ રાજાશાહીને દફનાવી દેવાનાં નવા તબક્કાનું ઉજ્જવળ નિશાન છે.

# નેતાગીરીની લોકવિરોધી નીતિ

**પરંતુ એક બાજુ આવું ગૌરવભર્યું દૃશ્ય છે તો બીજી બાજુ શરમની સીમા નથી.**

આપણા દેશની મોટા ભાગની જનતા કોંગ્રેસ અને લીગની દોરવણી હેઠળ જાણે બે વિરોધી છાવણીઓ રૂપે **સામ સામી** જંગે ઉતરી છે. આજે કોંગ્રેસ અને લીગ પાછળ વિશાળ જનતા ઉભી છે. બંનેની આ તાકાત છે. પરંતુ બંને નેતાગીરીની નીતિ બ્રિટિશ શાહીવાદ સામેની આખરી લડતની નથી. એથી જ તો તેઓ આજે દેશમાં જે ક્રાંતિકારી જુવાળ ઉછળ્યો છે એને રોકવા અને છિન્નભિન્ન કરવામાં અવાર નવાર સફળ થાય છે.

સરકાર સામે લડત નહિ, પણ દોસ્તી; સમજૂતી અને શરણાગતિ ! —અત્યારે કોંગ્રેસ અને લીગની નેતાગીરીનો માર્ગ આવો છે. પરિણામે તેમના અનુયાયીઓ આમ-લડતોમાં ઝંપલાવે એ તેઓ હરગિઝ નથી ચાહતા. એથી તો એમને વારે છે; લડતોને આગળ બઢાવવા અને મદદ કરવા ઈન્કાર કરે છે. આ રીતે ક્રાંતિના જુવાળને પાછો વાળે છે.

● આજે જ્યારે જનતા પોતે સહિયારા સંગ્રામો દ્વારા હિંદુ મુસ્લિમ એકતા સર્જતી કદમ પર કદમ આગે બઢી રહી છે ત્યારે કોંગ્રેસ અને લીગના આગેવાનો, સામ સામા ઝેર રેડી લોકોની કોમી લાગણીને ઉશ્કેરવામાં બાકી રાખતા નથી. તેઓ આ રીતે, કોમી હુલ્લડોની આગ પેટાવવામાં જવાબદાર બને છે; જેને પરિણામે જંગે ચડેલી જનતામાં, કોમી આગની જ્વાળા વિનાશનું તાંડવ ખેલી ભાગલા પાડી જાય છે. જનતાને મૂંઝવી, હતાશાની ખાઈમાં ફેંકી જાય છે. હિંદુ-મુસ્લિમ ગરીબ અવામના સહિયારા સિતમગર સામેની લડત દૂર ધકેલાઈ જાય છે.

● જ્યારે સામાન્ય જનતા— કોઈ પણ વર્ગ કે પક્ષની ગડભાંજ વિના હકની લડતો માટે ખભેખભા મિલાવી ઝૂઝે છે, ત્યારે કોંગ્રેસ અને લીગના અનુયાયીઓમાંના વિખવાદો આમ લોક-લડતોના પ્રવાહને રોકે છે.

● અને જ્યારે શાહીવાદી ગુલામીને દફનાવી દેવા માટે આખરી જંગ ખેલવાની ઘડી આવી પહોંચી છે, **જનતાએ સત્તા કબજે કરવાનો સવાલ આજનો એક માત્ર સવાલ** છે, ત્યારે કોંગ્રેસ અને લીગના નેતાઓ શાહીવાદ આગળ સમાધાન કરવાની નીતિ અખત્યાર કરી, પરસ્પર ઝગડી રહ્યા છે. **અને બંને પક્ષ પોતપોતાના હાથમાં સત્તાનો ગાડવો આવે એ માટે બીજા પક્ષની સામે બ્રિટનની મદદ માંગી રહ્યા છે !**

બંને પક્ષના નેતાઓ આ રીતે વર્તી શકે છે. કેમકે તેમના અનુયાયીઓનો હજી એમનામાં એવો વિશ્વાસ છે કે, અમારા આ નેતાઓ અમને ખરેખર આઝાદીને માર્ગે જ લઇ જઇ રહ્યા છે. આ ભ્રમજાળમાંથી એ અનુયાયીઓ બહાર નીકળશે નહિ ત્યાં લગી તેમની નેતાગીરી આજના ક્રાંતિકારી જુવાળને રોકવા શકિતમાન થશે, એય સાફ છે.

**જનતાની સમક્ષ આજે બે માર્ગ છે— કાં તો, કોંગ્રેસ અને લીગના** નેતાઓની શરણાગતિની નીતિને કારણે શાહીવાદ જનતાના પ્રચંડ જુવાળને કચડી નાખવા સમર્થ બને.

**યા તો,** શ્રમજીવીઓની પાર્ટી આજની પરિસ્થિતિમાં સાચો કાર્યક્રમ અને સાચી કાર્યનીતિ લઇને આગળ આવે; અને મૂડીવાદી માનસ ધરાવતી નેતાગીરીની અસરને મારી હટાવી સફળતાપૂર્વક ક્રાંતિકારી પ્રવાહને આગળ દોરે; એટલે કે, જનતાના અસંતોષને સંગઠિત સ્વરૂપ આપી, સ્થાનિક વિભાગીય લડતનાં નાનાં ઝરણાંઓને ક્રાંતિના મહાન ધોડાપૂરમાં પલટી નાખે.

આજનો નવો જમાનો કમ્યુનિસ્ટ પાર્ટી પાસે અપેક્ષા રાખે છે કે,— તમામ પ્રજાકીય લડતોને તે બહાદુરી પૂર્વક દોરવણી આપે; જનતાની લડાયક શકિતને બહલાવે; એવી લડતોમાં તમામ પાર્ટીઓના અનુયાયીઓને સાથે લે; અને **હિંદી જનતાનો—એટલે કે કોંગ્રેસ. લીગ, કમ્યુનિસ્ટ પાર્ટીનો નૂતન સંયુક્ત** મોરચો ખડો કરે. એનાં મુખ્ય સૂત્રો હોય—

* શાહીવાદીઓ ! હિંદ છોડી ચાલતી પકડો
* તમામ સત્તા જનતાને હસ્તક હો
* પુખ્ત વયના મતાધિકારને ધોરણે લોક પ્રતિનિધિ સભા રચો; જેમાં સૌને પ્રમાણસર પ્રતિનિધિત્વ આપવામાં આવેલું હોય; અને તમામ પ્રજાઓનો સ્વનિર્ણયનો હક્ક સ્વીકારી લોકશાહી ક્રાંતિનો કાર્યક્રમ અમલમાં આણવાની બાંહેધરી આપી હોય.



# ૨ : શાહીવાદી રમત

**બી**જું વિશ્વયુધ્ધ પૂરું થયું છે ને બ્રિટિશ સિંહ બોખરો થઇને બહાર નીકળ્યો છે. તેના પોતાના દેશમાં ને પરદેશમાં તે કમજોર બન્યો છે. એથીજ તો જીવવા માટે તે છેલ્લાં હવાતિયાં મારી રહ્યો છે. સોવિયેત રશિયાની વધતી જતી તાકાત અને યુરોપ પરની ક્રાંતિકારી લોકશાહી તાકાતો તથા એશિયા અને મધ્યપૂર્વના દેશોનાં મુક્તિ આંદોલનો સામે, તે અમેરિકાની ભેરૂબંધીમાં ચંડાળ ચોકડું ઉભું કરવા મથે છે.

આવે વખતે હિંદને કેમ જતું કરાય? હિંદ તો તેનું મોટામાં મોટું મથક છે. પણ એ હિંદમાંજ તો મોંકાણ મંડાઇ ગઇ છે! ત્યાં તો કોઇના ઉપર—ખુદ લશ્કર ફોજ ઉપર યે ભરોસો રાખી શકાય એવું નથી!

ત્યારે હવે રસ્તો શો? બ્રિટિશ—સિંહ વિચારે છે. ને તેને એક માત્ર મારગ હાથ લાગે છે. એને થાય છે કે, આ કોંગ્રેસ અને લીગની નેતાગીરી આઝાદીની ગમે તેટલી વાતો કરતી હોય, પણ છેવટે તો તેનું માનસ મૂડીવાદી છે. રાજાશાહી સામે ગમે તેટલી બૂમો પાડતી હોય, પણ તે રજવાડાંની દોસ્તીની ના પાડે એમ નથી. બસ—પછી તો, આગે આગે ગોરખ જાગે.

એકવાર આ રીતે આ નેતાગીરીને ફાંસમાં લઈ લીધી પછી કશો ભો નથી. પછી તો માથું ઉચું કરનારાને ચપટીમાં ચોળી નાખવાનું સહેલ છે. આપણે જાતે હાથ ઉગામવો ય નહિ પડે!

આ મુરાદો પાર પાડવા માટે તો તેણે બ્રિટિશ છાપની બનાવટનું બંધારણ તૈયાર કરવા એક બંધારણ સભાની યોજનાને કોંગ્રેસ લીગના હાથમાં આપી દીધી છે. એકવાર એ બંને એને સ્વીકારી લે, ને એકવાર રાજા નવાબોને એમાં દાખલ પાડી દીધા, પછી ચિંતા નથી. પછી તો એ બધા થઈને જે બંધારણ તૈયાર કરશે એ જોયા જેવું હશે. એમાંથી કાંઈ આઝાદ અને લોકશાહી હિંદનું બંધારણ નીપજવાનું નથી; પણ બ્રિટિશરો ઈચ્છે છે તેવું ઈન્દરવરણું જ હાથ આવશે—બહારથી કહેવાય કે હિંદને આઝાદી છે, ને અંદરથી કલહ કંકાશની કાળાશ જ ભરેલી હોય! રાજા નવાબોની દોસ્તીનું ઝેર ટપકતુંજ હોય! જેથી બ્રિટિશ સત્તા એક નહિ તો બીજી રીતે અખંડ રહે!

અને એવી એ બંધારણ સભા ભલે ને પછી મહિનાઓ લગી ભાંજગડ કર્યા જ કરે! એક બાજુ એનો ડોળો ચાલ્યા કરશે. દરમિયાન તો હજાર વેતરણો વેતરી શકાશે. હિંદુ-મુસ્લિમોને એક એક મુદ્દા પર લડાવી શકાશે ને સાથોસાથ જે લોકો સત્તા હાથ કરવા કમર કસીને મેદાને પડયા છે, એ બધાને "બંધારણની બોલબાલા" ગાઇ ભરમાવી શકાશે.

પરંતુ, આ યોજના આખી સફળ કરવી હોય તો તેની ચાવી "વચગાળાની સરકાર" છે. એને માટેય કોંગ્રેસ અને લીગને આંતરવી જરૂરી છે. પણ એવી રીતે બંનેને આંતરવી કે અંદર આવીને એક બીજા બાઝયાઝ કરે! પછી ભલેને કહેવાય 'કામચલાઉ રાષ્ટ્રીય સરકાર', રહે પણ બ્રિટિશોની તાબેદાર જેવી. ઉપરથી ફાયદો એ કે, અત્યારે ઉછાળે ચઢેલાને ઠેકાણે પાડવામાં એની એ સરકાર કામ લાગે!

આવી છે શાહીવાદીઓની મુરાદ. અને આજની કોંગ્રેસ-લીગની નીતિ-રીતિ જોતાં એમને હૈયે પૂરી ધરપત યે છે.

**પણ ના, એ રમતને ઉથલાવી પાડવી કાંઈ અશકય નથી.**

જો કમ્યુનિસ્ટ પાર્ટી આજના વધતા જતા જુવાળને બરાબર દોરવણી આપે ને સંગઠિત કરે તો, જરૂર સામાન્ય જનસમૂહ એક બની ખડક જેવો મકકમ બની કોંગ્રેસ લીગના નેતાઓની ગમે તેવી નીતિરીતિને ય પલટાવી નાખી શકે.

જો બ્રિટિશ હિંદના રહેવાસીઓની રજવાડી જનતાની લડતો પ્રત્યેની હમદર્દી હજી વધુ નકકર બને તો જરૂર એ રજવાડી માંધાતાઓ સાથે હાથ મિલાવતા કોંગ્રેસ-લીગના નેતાઓના હાથ હેઠા પડે.



# ૩: કોંગ્રેસ અને લીગના નેતાઓની નીતિરીતિ

**કોંગ્રેસના નેતાઓને ખબર છે કે, ૧૯૪૨ પછી દેશમાં અવનવી** જાગૃતિ આવી છે. એમને ખબર છે કે એ જાગૃતિને કારણે કોંગ્રેસનું પીઠબળ અનેક ગણું વધ્યું છે. આના જોરે જ તો તેઓ શાહીવાદને લિદ્દેશી કહે છે: જુઓ તો છો ને, દેશમાં કેવી ક્રાંતિકારી આગ ભભૂકી રહી છે? ને એય જાણો છો ને કે અમારી તાકાત ને પ્રતિષ્ઠા આજે પારાવાર વધી છે તે? જો તમે અમને કબૂલ થાય એવું સમાધાન નહિજ કરો તો પછી તમારી વાત તમે જાણો; અમે તો વળી એક વધારે વાર લડીશું...

પણ આ કહેવાની વાત ને કરવાની વાત જુદી છે, કેમકે એને ગળા સુધી ખાત્રી થઈ ગઈ છે કે, બ્રિટિશ એને ઘીનો ગાડવો બંધાવનાર છે. એટલે જ તો કરવાની વાત હવે એકજ રહે છે-જનતાનાં આંદોલનોને ઉત્તેજન ન આપવું તો જ બ્રિટિશ યે સમાધાન કરવા તૈયાર થાય!

આ રીતે, બ્રિટિશને તો રીઝવી લીધા.

હવે બીજું કામ કરવાનું એ રહે છે કે, દેશી રાજ્યોની અંદર જે ઉછાળો આવ્યો છે, એની ખુલ્લી નાપસંદગી બતાવવી, એ રીતે દેશી રાજા નવાબોની દોસ્તી પાકી કરી લેવી. દેશી રાજ્યોની પ્રજા ઉપરની પોતાની લાગવગનો આ રીતે ઉપયોગ શું કામ કરી ન લેવો?

## એકતાની ઉપર ચોટિયા વાત

કોંગ્રેસની નેતાગીરીનું એક વધુ લક્ષણ એ છે કે, તે સામાન્ય મુસ્લિમનું દિલ જીતી શકી નથી. સામાન્ય મુસ્લિમને દિલ આઝાદીની તમન્ના તો છેજ. છતાં કોંગ્રેસ તેને આઝાદીના સહિયારા આંદોલનમાં સાથે લઈ શકી નથી. કારણ

એ છે કે, તે દેશની એકતાની ઉપરચોટિયા વાત કરે છે, પણ તેની એકતાની કલ્પના 'બળજબરીની એકતા' જેવી છે. જે પ્રજા ભાષા અને સંસ્કાર દૃષ્ટિએ એકજ પ્રકારની હોય તેને 'રાષ્ટ્ર' તરીકે જીવવાનો અધિકાર આપવા, એટલે કે સ્વનિર્ણયનો તેનો હકક સ્વીકારવા જ કોંગ્રેસ તૈયાર નથી. આથી એવા સમૂહોનો વિશ્વાસ જીતી શકતી નથી. પરિણામે આઝાદીની સહિયારી લડતમાં તેમનો સાથ જીતી શકતી નથી.

આનો અર્થ એવો જરાય નથી કે બ્રિટિશોએ એમની નવી યોજનામાં જે ફરજીયાત ગ્રુપ્સ પાડયા છે. તે કોંગ્રેસે કબૂલ કરી લેવા જોઇએ. ના-કોંગ્રેસનો એની સામેનો વિરોધ તો તદ્દન યોગ્ય જ છે. પરંતુ એક બાજુ તે કહે છે કે, કોઇ પણ પ્રાંતો યા પ્રદેશોને ફરજીયાત રીતે બીજાની સાથે જોડી દેવામાં આવે તે અન્યાય છે; છતાં બીજે હાથે તે પોતેજ આ યોજનાનો લાભ ઉઠાવી તમામ પ્રદેશોને [ભાષા અને સંસ્કારિતાના ધોરણે આપણે જેને 'રાષ્ટ્ર' કહી શકીએ તેવા સમૂહોનેય] ફરજીયાત રીતે **એક મધ્યસ્થ તંત્ર** નીચે જકડી રાખવા માગે છે !

આ રીતે, બ્રિટિશ યોજનાનો લાભ લઇને કોંગ્રેસ મુસ્લિમ લીગની મૂડીવાદી અને જમીનદારશાહી માનસ ધરાવતી નેતાગીરી ઉપર દબાણ આણવા માગે છે.

પણ કોંગ્રેસે આ બધું કરવા માટે ઘણા વેશ ભજવવા પડે છે. જરૂર મુજબ તે અવારનવાર હિંદની આઝાદીની નેમ જોરશોરથી જાહેર કરે છે. હિંદની એકતા અને લોકશાહીની જાહેરાતો કરે છે.

અને કામચલાવ સરકાર તથા બ્રિટિશની બંધારણ યોજનામાંથી આઝાદ હિંદ સરજાશે એવો વિશ્વાસ બંધાવે છે.

**કમ્યુનિસ્ટો જનતાને આ ભ્રમજાળથી ચેતવે છે. બીજાંના ઝાડ પર કેસુડાંનાં ફુલની આશા રાખવી એ મિથ્યા છે. જનતાની લડતોને દબાવી દઇને, બ્રિટિશની યોજના માથે ચઢાવીને એમાંથી સંપૂર્ણ સ્વતંત્રતાની કલ્પના કરવી એ કેવળ રણમાં ગુલાબ શોધવા બરાબર છે. કમ્યુનિસ્ટોને ખાત્રી છે કે દિવસો જશે તેમ તેમ, નવા બનાવો બનતા જશે તેમ તેમ આ વાહિયાત વાતો ને વચનો, વિશ્વાસ ને શ્રદ્ધા બધું ય પત્તાંના મહેલની જેમ ઊડી જશે.**

કમ્યુનિસ્ટો કોંગ્રેસને સાફ સાફ ચેતવે છે કે બંધારણ સભાનો સ્વાદ તો ચાખો છો. પણ ખાત્રી રાખજો કે એમાં ગયા પછી, એક પણ સવાલ ઉકેલી શકવાના નથી. એકે એક સવાલ પર કોંગ્રેસ-લીગનો ઝગડો જાગશે, ને એ મડાંગાંઠમાં જ દેશ ગુંગળાવા માંડશે.

વળી જે વચગાળાની સરકારની વાત કરો છો, એય સાવ કમજોર હશે. એમાંય હિંદુ-મુસ્લિમ યા કોંગ્રેસ-લીગના ઝઘડાઓજ મુખ્ય રહેશે. અને જનતાના જીવનને માટે અતિશય જરૂરના સવાલો તો વણઉકલ્યા અભરાઈએજ

રહેશે ! એટલુંજ નહિ, પણ ઉલટા કોંગ્રેસે પોતાને હાથે જનતાના જુવાળોને કચડી નાખવા પડશે !

## લીગની ડખલ—નીતિ

**હવે આપણે લીગ ભણી વળીએ.**

એ વાત તો દીવા જેવી સાફ છે કે મુસ્લિમ અવામમાં આજે આઝાદીની તમન્ના જાગી છે; ને તેમાના મોટા ભાગના લીગને પોતાની સંસ્થા તરીકે અપનાવે છે. લીગે તેમના દિલમાં શાહીવાદ સામેની લાગણી પેદા કરી છે ને તેને એક પ્રવાહમાં વાળી પણ છે. પરંતુ એ પ્રવાહ દેશના આઝાદીના મહાન પ્રવાહથી અળગો રહે એ રીતે ! લીગની નેતાગીરીની આ ગેરકારવાઇ છે.

વળી, તે હિંદની આઝાદીની વાત કરી પાકિસ્તાનની માંગ ઉઠાવે છે ત્યારે છ પ્રાંતો (બલુચિસ્તાન, સરહદ, પંજાબ, સિંધ, બંગાળ અને આસામ) ને તેમાં ઉમેરી લેતાં પહેલાં તે તે પ્રાંતની પ્રજાને પૂછવાની પણ જરૂર તેને જણાતી નથી ! એ પ્રદેશોમાં એકંદર વસ્તીના ૪૦ ટકા બિનમુસ્લિમ છે તથા એમાં અનેક 'પ્રજાઓ' વસે છે, છતાં આ પ્રજાઓનો સ્વનિર્ણયનો હક્ક સુધ્ધાં સ્વીકારવા તે તૈયાર નથી !

હિંદની આઝાદી માટેની લડતમાં તે એજ શરતે જોડાવા તૈયાર છે કે, ઉપર કહી તેવી બિનલોકશાહી માંગણી પહેલાંથી કબૂલી લેવામાં આવે ! કોંગ્રેસ પાસે તે આ પ્રકારની શરત રજુ કરી સોદો પતાવવા માગે છે; અને આ શરતો બ્રિટિશ ન સ્વીકારે ત્યાં સુધી તેની સામેનો ઝઘડો તે ચાલુ રાખે છે. પરંતુ એના દિલમાં તો એમ છે કે, આ રીતે તે આઝાદીના સંયુક્ત મોરચામાં ડખલ કર્યા કરશે તો એથી પ્રસન્ન થઇ બ્રિટિશ તેની માગણી સ્વીકારી લેશે !

આ વાત આપણને છેલ્લા બનાવો પછી વધુ સ્પષ્ટ સમજાશે. લીગે પ્રધાન મંડળની યોજનાનો સ્વીકાર કર્યો હતો. કેમકે એમાં જે ફરજીઆત જુથોની કલમ છે તે તેના મનથી પાકિસ્તાન પર પહોંચવા માટેના એક પગથિયા રૂપ છે. આમ, બ્રિટિશોની મદદથી હિંદના ભાગલા પડે એનો એને સંતોષ હતો.

લીગની નેતાગીરીની આવી દાનત માટે ટીકા કરતી વખતે આપણે કોંગ્રેસની નેતાગીરીની વાત ભૂલી ન જવી જોઇએ. કોંગ્રેસે યોજનાનો સ્વીકાર કર્યો એની પાછળ એની એવી ગણત્રી છે કે, બ્રિટિશની મદદથી જો મધ્યસ્થ કેન્દ્રનો સ્વીકાર થતો હોય ને એ રીતે જો ફરજીઆત સંઘ– એટલે કે અખંડ હિંદુસ્તાનનો આદર્શ જળવાતો હોય તો એમાં ખોટું શું છે ? આ રીતે ય પાકિસ્તાનને તો પરાજય અપાય છે !

આજે હવે લીગે યોજનાનો ઈન્કાર કર્યો છે, એ વાત સાચી; પણ એનો અર્થ શું એવો છે કે તે એ યોજનાને ધરમૂળથી ફગાવી દેવા માગે છે ? બિલકુલ નહિ. એમ તો તેણે 'સીધાં પગલાં'ની ધમકી ય આપી છે. પણ એથી

એના મૂળ હેતુમાં કશોજ ફેર પડતો નથી. હજી એને તો શાહીવાદ સાથે બે મુદ્દા પર એનું એ સમાધાન કરી લેવું છે—એક તો, કોંગ્રેસના ગમે તેટલા ધમપછાડા છતાં ફરજીયાત ગ્રુપ કાયમ રાખવાની ખાત્રી વાઇસરોય આપે; અને બીજી ખાત્રી એવી આપે કે, વચગાળાની સરકાર કાંઈ જનતાને જવાબદાર એટલે કે જનતાના પક્ષોને જવાબદાર સરકાર નહિ હોય, પણ વાઈસરોયના આખરી વટ હુકમને વશ રહેશે !

દિવસો વીતતા જશે અને નવા નવા બનાવો બનતા જશે તેમ તેમ મુસ્લિમ લીગની જનતાના દિલની તમન્ના અને તેના નેતાઓની આ સમાધાનિયા તથા દેવાળિયા નીતિ વચ્ચે વધુ ને વધુ અંતર પડતું જશે. અને તેમ તેમ મુસ્લિમ જનતાના દિલમાં ઘર કરી બેઠેલી અનેક ભ્રમણાઓનાં જાળાં ખતમ થઈ જશે.

## નેતાગીરીની નાલેશીને જનતા થંભાવી શકે......

**આ** બધા પરથી એટલી વાત તો સાફ થાય છે જ કે, દેશના આ બે મુખ્ય પક્ષોના નેતાઓ પાકિસ્તાન કે અખંડ હિંદુસ્તાનના ફેંસલા માટે જનતા પાસે જવા તૈયાર નથી. સાચા લોકશાહી માર્ગે ન્યાય મેળવીને સૌ એક થઇ બ્રિટિશ ગુલામી સામેની લડતમાં સાથે ઉભા રહેવા તૈયાર નથી; પરંતુ તેને બદલે ઉલટું જ કરે છે! બ્રિટિશોની મદદથી એક બીજા સામે બાજી જીતી જવાના કોડમાં તેઓ બ્રિટિશને જ વધુ મજબૂત બનાવી રહ્યા છે.

આમ, અંગ્રેજની રમત ફાવી રહી છે—કોંગ્રેસ અને લીગની મૂડીવાદી નેતાગીરી રાજાનવાબો સાથે દોસ્તી કરી લે ને એ બધા થઇ નવી બંધારણ યોજનાને માથે ચઢાવી લે એટલે પત્યું. જોઇએ એવો પ્રત્યાઘાતી કિલ્લો ઉભો થઇ જાય ! પરંતુ આનો અર્થ હરગિજ એવો નથી કે આ રમત ફાવી ચૂકી છે. હવે કશો ઉપાય રહ્યો નથી. કોંગ્રેસ અને લીગની નેતાગીરી તેમની પાછળનાં સ્વાર્થના હિતોનો પડઘો પાડતી હોય તે રીતે એક બીજા સામે બચકાં ભરે છે; ને અંગ્રેજની વાહવાહ પોકારે છે; જનતાના ક્રાંતિકારી જુવાળ ઉપર 'બ્રેક' તરીકે કામ કરે છે; આ બધું સાચું છે, છતાં બીજી પણ વાત લક્ષમાં લેવા જેવી છે.

> ● આ બંને નેતાગીરી ગમે તે ઈચ્છે ને વર્તવા મથે, પણ બન્નેનો જવાબ લેનારી જનતા પણ હયાતી ધરાવે છે. આ જનતાની શાહીવાદ વિરોધી લાગણી દિન બ દિન લડાયક સ્વરૂપ ધારણ કરતી જાય છે એય હકીકત છે. અને એજ તો એક માત્ર તાકાત છે જે શાહીવાદીઓને શરણે જતી પોતાની નેતાગીરીને થંભાવી શકે.

**શાહીવાદ પોતાની યોજનાનો અમલ કરાવવા જેમ પ્રયાસ કરશે, તેમ તેમ એક બાજુ, શાહીવાદ ને બીજે હાથે કોંગ્રેસ યા તો લીગની નેતાગીરી વચ્ચે**

ચકચાર પણ ઝરવાની જ. અને ત્યારે ત્યારે શાહીવાદ પોતાની સામેની એ અથડામણોને કોંગ્રેસ લીગની અથડામણો રૂપે ફેરવી નાખવા કોશીશ કરશે. પોતે નિર્દોષ જેવા મોઢે કહેશે કે તમે હિંદુ ને મુસ્લિમો ઝગડાયા જ કરો છો ! શું કરીએ ? અમારે વચ્ચે પડી ન્યાય જોખ્યા વિના છૂટકો નથી વગેરે. આવે વખતે કોંગ્રેસ અને લીગની નેતાગીરી ભલે શાહીવાદી ચુકાદાને માથે થાપવા તૈયાર થાય; પરંતુ કમ્યુનિસ્ટ પાર્ટી આવા તમામ પ્રસંગોએ, સૌથી પહેલાં તો, આ નવી બ્રિટિશ યોજનાને જ ખુલ્લી પાડશે કે, તે આઝાદીની નહિ પણ ગુલામીની યોજના છે; એ માર્ગે લોકશાહી કદી પણ સ્થપાનાર નથી. એટલું જ નહિ એનું આખું સ્વરૂપ જ એવું છે કે દેશની અંદરનો વિખવાદ જ વધે. બીજું કામ– આવે દર પ્રસંગે અમે એવો નક્કર માર્ગ બતાવવા કોશીશ કરશું કે જેથી દેશ આગળ ને આગળ વધી શકે અને કોંગ્રેસ તથા લીગ ભેગી થઇ બ્રિટિશ યોજનાની જાળ ખતમ કરી શકે, મુલ્કને આઝાદીની લડતને માર્ગે આગળ દોરી શકે.

બ્રિટિશ રમત વિષેની અમારી આ સમજ છે. વચગાળાની સરકારમાં બંને પક્ષો જાય, યા એક જ શામીલ થાય, એથી બહુ મોટો ફેર પડતો નથી. કેમકે બ્રિટિશ શાહીવાદ અને કોંગ્રેસ યા લીગની નેતાગીરી વચ્ચેનો ઝઘડો કાંઇ પૂરો પતી ગયો નહિ હોય. હિંદી મૂડીવાદી નેતાગીરીનો ઝગડો બ્રિટિશ મૂડીવાદી હિતો સામે કોઇ ને કોઈ સ્વરૂપે ચાલ્યા તો કરશે જ.



# ૪ : કમ્યુનિસ્ટ પાર્ટી અને બ્રિટિશની શાહી યોજના

કમ્યુનિસ્ટ પાર્ટી બ્રિટિશ શાહીવાદની યોજનાને હિંદની ગુલામીની યોજના તરીકે જાહેર કરે છે. એ યોજના હિંદની આમ જનતાના વધતા જતા જુવાળને ખતમ કરવા માટેની ચાલ છે. હિંદના ચાલુ વિખવાદને કાયમના બનાવી હિંદની આઝાદીની લડતને છિન્નભિન્ન કરી, શાહીવાદી રજવાડી તંત્રને આ દેશમાં નવે સ્વરૂપે કાયમ કરવાની એ ઘોર રમત છે.

● જેને "લોક પ્રતિનિધિ સભા" નું રૂડું નામ આપવામાં આવ્યું છે એને કમ્યુનિસ્ટ પાર્ટી શાહીવાદીઓની દંભી જાળ તરીકે ખુલ્લી પાડે છે. એ સાચી લોકપ્રતિનિધિ સભા છે નહિ. એમાં આમજનતાનું પ્રતિનિધિત્વ નથી; એ બંધારણ સભાને હિંદનું આઝાદ બંધારણ ઘડવાનો કોઇ આખરી અધિકાર નથી. એ તો શાહીવાદીઓની લવાદીવાળી બંધારણ સભા છે. એ જે જણશે તે આઝાદી નહિ હોય, પણ હિંદી ગુલામી અને ભાગલાની સરજત હશે.

કમ્યુનિસ્ટ પાર્ટી આવી આ બંધારણ સભાની અંદર જઇને પોતાના એક માત્ર પ્રતિનિધિ ( **બંગાળના સોમનાથ લાહિરી** ) દ્વારા એના ધાગેધાગા છૂટા પાડશે. દરેક તબક્કે એ બંધારણ સભા કેવી બિનલોકશાહી છે; અને તેને આખરી બંધારણ ઘડવાની સત્તા નથી એ વાત ફરી ફરી યાદ આપશે. અને દર તબક્કે કોંગ્રેસ-લીગે એકત્ર થઈ એ ગુલામીની જાળ તોડવા માટે શાં પગલાં ભરવાં જોઇએ, તે ય સૂચવશે.

● આ ઉપરાંત, પાર્ટી **વચગાળાની સરકારનું** સ્વરૂપ યે ખુલ્લું પાડશે. આ સરકાર કોઇ અર્થમાં-" અપના ઘરમેં અપના રાજ " નથી. બ્રિટિશ શાહીવાદની સાથેના સમાધાન અને શરણાગતિનું એ તો 'દાન' છે. એમાં કોંગ્રેસ અને લીગ બંને શામેલ હોય કે એક; વાઈસરોય આગળ તો તે સરકાર કમજોર જ રહેવાની. એટલું જ નહિ પણ, દેશના ક્રાંતિકારી ઉઠાવો કચડી નાખવા માટે એની ઓઠે રહી એનો ઉપયોગ કરવાની વાઇસરોયને વધુ સગવડ મળે છે.

પાર્ટી અન્ય પક્ષોને એમાં દાખલ થતાં વારે છે. છતાં, એવી સરકાર સ્થપાઈ ગયા પછી ય પાર્ટી સતત રીતે એને માટે મથશે કે જેથી તેઓ વાઇસરોયની સામે હજી વધારે નીચી મૂંડી ન કરે. આને માટે પાર્ટી નીચેની માગણીઓ ઉપર સંયુક્ત મોરચો ખડો કરવા મથશે—

* આખા દેશમાં નાગરિક સ્વાતંત્ર્યની સ્થાપના કરો.
* બ્રિટિશ ફોજોને હિંદમાંથી હઠાવી લો.
* કામદારોની વધુ રોજી તથા સારા જીવન માટેની લડતો-હડતાલો. સામે પોલિસ અને લશ્કરી દમન વીંઝશો નહિ.
* જમીનદારો અને સંઘરાખોરો સામેની કિસાન લડતોને કચડશો નહિ
* બ્રિટિશ શાહીવાદ સામેના આમ જનતાના દેખાવોને ટેકો આપો.
* જમીનદારો, કાળા બજારિયાઓ અને નફેબાજો સામે જંગ જગાવો.

અમને ખાત્રી છે કે, જેમ જેમ બનાવો વધતા જશે તેમ તેમ શાહીવાદી યોજનાની દેવાળિયાગીરી ખુલ્લી પડતી જશે અને તેમ તેમ કોંગ્રેસ તથા લીગના અનુયાયીઓની ભ્રમણાઓ પણ ભાંગતી જશે. પરંતુ આટલાથી જ **આપોઆપ** આઝાદી માટેનો સંયુકત મોરચો સરજાઇ જશે એમ માનવું ય ભૂલ ભરેલું છે.



# ૫ : મુખ્ય રાજકીય સૂત્ર

**કોંગ્રેસ, લીગ અને અછૂત ફેડરેશન તથા શીખ વગેરેને આઝાદી'** લોકશાહી અને સ્વનિર્ણય માટેના સંગ્રામમાં કમ્યુનિસ્ટોની સાથે સંયુકત

મોરચે શામિલ કરવા હોય તો તેનો માર્ગ એક જ છે. પાર્ટી એ રાહ ચીંધે છે—

- **આમ જનતાને હસ્તક તમામ સત્તા.**
- **સાચી લોકપ્રતિનિધિ સભા સરજો—જેમાં પુખ્ત વયનો મતાધિકાર, દરેક પ્રજાને સંપૂર્ણ સ્વનિર્ણયનો અધિકાર અને સપ્રમાણ પ્રતિનિધિત્વના ધોરણનો સ્વીકાર થયેલો હોય.**

આની સાથોસાથ, કમ્યુનિસ્ટ પાર્ટી જનતા સમક્ષ **રાષ્ટ્રીય લોકશાહી ક્રાંતિનો નક્કર કાર્યક્રમ** રજુ કરે છે. આ કાર્યક્રમ તમામ જનતાની આઝાદીની બાંહેધરી આપે છે. કિસાનોને જમીન અને તમામ વતનીઓને કામ અને સંસ્કારી જીવનની ખાત્રી આપે છે.

**કમ્યુનિસ્ટ પાર્ટી એ કાર્યક્રમને આગળ ધરતાં ખુલ્લે કંઠે જાહેર કરે છે—'** આવો,—**સૌ દેશભક્ત પક્ષો ( કોંગ્રેસ, લીગ, કમ્યુનિસ્ટ વગેરે ) આવો...બ્રિટિશના હાથમાંથી સત્તા છીનવી લેવા માટે—આઝાદીના આખરી સંગ્રામ માટે આપણે સૌ ભેગા થઈ તૈયારી કરીએ.**

# લોકશાહી ક્રાંતિનો કાર્યક્રમ

**લો**કશાહી ક્રાંતિનું મુખ્ય સૂત્ર, આગળ જણાવી તેવી સાચી લોકપ્રતિનિધિ સભા સર્જવાનું છે. પરંતુ આવી સભા સર્જતાં પહેલાં સત્તા હાથ કરવા માટેની લડતની તૈયારીઓ કરવી જોઇએ. અને એને માટે કોંગ્રેસ-લીગ-કમ્યુનિસ્ટ પાર્ટીનો સંયુક્ત મોરચો રચાય એવો વ્યૂહ અખત્યાર કરવો પડશે.

માટે, સૌથી પ્રથમ એ વાત ખાસ ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, આજે શાહીવાદે 'લોકપ્રતિનિધિ સભા'ને નામે જે બંધારણ સભાનું ઠૂંઠું ઉભું કર્યું છે, તેનાથી આ લોકસભા તદ્દન નિરાળી હશે. **આ લોક સભા તો આઝાદીના સંગ્રામની વિજયી આબોહવામાં જન્મ લેશે. અને એ મળશે ત્યારે બ્રિટિશ ફોજ કે શાહીવાદી વાઈસરોયની કોઈ દખલ નહિ હોય.**

**બીજી વાત**: તમામ પ્રજાઓના સ્વાનિર્ણયના અધિકારના મહાન સિધ્ધાંત પર એનો પાયો રચાયો હશે. એટલે કે એ લોકપ્રતિનિધિ સભા, જે પ્રજાઓ એક સંઘમાં સાથે રહેવા ઇચ્છતી હશે, તેના જ પ્રતિનિધિઓની બનેલી હશે. જે 'રાષ્ટ્રી-પ્રદેશ' (ભાષા સંસ્કારિતાની એકતાવાળો પ્રદેશ) એ સંઘમાં દાખલ થવા નહિ ઇચ્છતો હોય તે તેમાં પોતાના પ્રતિનિધિઓ નહિ મોકલે; એટલુંજ નહિ, પણ જો ત્યાંની તમામ રૈયત જુદા રહેવાનો નિર્ણય કરે તો તે પ્રદેશ એક સ્વતંત્ર સાર્વભૌમ રાજ્યરૂપે રહી શકશે.

**આ રીતે, પાકિસ્તાન અને હિંદની એકતાનો સવાલ જનતાના લોકશાહી મત વડે નક્કી થઈ શકશે. સાથોસાથ, જે પ્રદેશો સ્વેચ્છાએ હિંદી સંઘમાં જોડાવા તૈયાર થશે, તેમને સમાનતા અને આઝાદીની બાંહેધરી આપવામાં આવશે.**

● લોક પ્રતિનિધિ સભાની આવી સાફ સાફ જાહેરાત કરી દેવામાં આવે તો સૌના લોકશાહી હક્કની રક્ષા થાય. અને બ્રિટિશ વિરોધી આખરી જંગમાં સાથે રહી કુરબાની કરવા સૌ તૈયાર થાય.

**ત્રીજી વાતઃ** આ લોક પ્રતિનિધિ સભાની ચૂંટણી પુખ્ત વયના તમામ નાગરિકો કરશે; પ્રમાણસર પ્રતિનિધિત્વ મળશે. એટલે કે થોડાક મૂડીદારો ને માલદારોના નહિ પણ અવામના પ્રતિનિધિઓ માટે બારણાં ખુલ્લાં થશે. તથા લઘુમતિઓનો અવાજ પણ રૂંધાશે નહિ.

## લોકશાહી ક્રાંતિનો બીજો કાર્યક્રમ

● **રજવાડાશાહીને ખતમ કરોઃ** દેશી રાજ્યોની પ્રજા પોત પોતાની બંધારણ સભા પુખ્ત વયના ધોરણે રચે. અને એ સભા રાજાશાહીનું ભાવિ નક્કી કરે. એ જ સભા જનતાની સર્વોપરિતાનો અમલ કરે.

વળી એ સભામાં બીજી એક મહત્વની વાત પણ નક્કી થશે-કે, પોતાના રાજ્યની પ્રજામાંથી અમુક ભાગ અથવા તો તે આખી પ્રજા પોતાની પડોશની સમાન સંસ્કારિતા ને સમાન ભાષાવાળી એટલે કે એક જ રાષ્ટ્રીયતાવાળી પ્રજા સાથે ભળી જઇને રહેવા ઈચ્છતી હોય તો તે તેવો નિર્ણય લઈ શકશે.

**આ રીતે, ૫૮૪ દેશી રજવાડાંની આપખૂદીનો તો અંત આવશે જ. પણ દરેક રૈયત પોતાની પડોશી અને સમાન રાષ્ટ્રીયતાવાળી પ્રજામાં ભળી જઈ નૂતન જીવન જીવતી થશે. આજે તો દેશી રાજ્યો એવી રીતે પડયાં પાથર્યાં છે કે એકજ સંસ્કારિતાવાળી પ્રજાના ટુકડે ટુકડા વહેંચાઈ ગયા છે. શાહીવાદની આ કૃત્રિમ ભાગલાની યોજના પણ આ રીતે ખતમ થશે.**

● કોઇ પણ જાતનો બદલો આપ્યા વિના જમીનદારશાહીનું નિકંદન. તથા **ખેડે તેને જમીન.**

● **હિંદમાં જેટલી બ્રિટિશ મિલકત હોય તેને જપ્ત કરી લેવી.** તથા મહત્વના ઉદ્યોગો, ચા વગેરે બગીચાઓ, ખાણો અને રેલ્વે વગેરે વાહન-વ્યવહારનાં સાધનો ઉપરની ખાનગી માલિકી નાબુદ કરી તેમને રાષ્ટ્રની માલિકીનાં બનાવવાં.

## કામદારોના મૂળભૂત હક્કો

* ૮ કલાકનો દિવસ-૪૦ કલાકનું અઠવાડિયું
* દરેકને કામ આપવા વિષે, ઓછામાં ઓછા અમુક પગાર આપવા અંગે, માંદગી અને ઘડપણ વખતે મદદ કરવા વિષે કાયદા દ્વારા બાંહેધરી.
* દરેકને મફત ફરજિયાત શિક્ષણ.
* સરકાર તથા માલિકને ખરચે દરેક કામદારને રહેવાની સારી સગવડો.
* તબિયત-તંદુરસ્તી માટે મફત વ્યવસ્થા.

* કામદારોને પોતાનું સંગઠન બાંધવાનો હક્ક.
ટ્રેડ યુનિયનોને માન્યતા; તથા ટ્રે. યુ.નો હડતાલ પાડવાનો હક્ક.
* એક સરખા કામ માટે એક સરખો પગાર.
* સ્ત્રીઓને પ્રસૂતિ પહેલાં ને પછી પૂરતી મદદ.
* ફરજીયાત કામ કરાવવા સામે કાયદાથી મનાઇ.

## ● લઘુમતિઓ અંગે—

અત્યાર સુધી જુદી જુદી વહેંચાઇ ગયેલી સમાન રાષ્ટ્રીયતાવાળી પ્રજાઓ નવા એકમ રૂપે જીવવા માંડે ત્યારે તેમને ભાષા, શિક્ષણ અને સંસ્કાર અંગેના મૂળભૂત હકકોની કાયદાથી બાંહેધરી આપવી જોઈશે. અને તેનો ભંગ કરનારાઓ કાયદાની દૃષ્ટિએ સજાને પાત્ર ઠરશે. ન્યાત જાત, કે કોમને કારણે આજે જે ઉંચનીચપણું ચાલે છે, તથા છૂત અછૂતપણું અને અન્યાયો નભાવવામાં આવે છે, તે બધાંને કાયદેસર રીતે ગુનાઓ લેખવામાં આવશે.

● આઝાદ હિંદની સરકાર તમામ પછાત ટોળીઓ તથા કોમોની ઝડપી પ્રગતી માટે તાબડતોબ ખાસ યોજના તૈયાર કરશે. અને તેમની આર્થિક સ્થિતિ તથા કેળવણી અને સંસ્કારનું ધોરણ બીજી પ્રજાઓ જેટલું ઉંચું લાવવા માટે ઝડપી પગલાં ભરવામાં આવશે.



# ૬ : સ્વનિર્ણય-લોકશાહીની ચાવી ક્રાંતિની એકતા શકિત

**રાષ્ટ્રીય ક્રાંતિના કાર્યક્રમાં કમ્યુનિસ્ટ પાર્ટી સ્વનિર્ણયના** અધિકારને અંત્યત મહત્વ આપે છે; કેમકે બ્રિટિશ વિરૂદ્ધ આખા દેશનો જબરજસ્ત મોરચો ખડો કરવો હશે તો આ દેશના હિંદુ અને મુસ્લિમોએ એક થવું **પડશે. અને આવી એકતા તો જ શકય બને, જો એમાં જોડાનાર દરેક પ્રજાને પોતાનું ભાવિ પોતે ઘડવાની આઝાદીની બાંહેધરી આપવામાં આવી હોય.**

**કોઈ એક પ્રજા ભવિષ્યમાં જુદી રહે કે સાથે— એ કાંઈ મહત્વનો સવાલ નથી. પણ ભાવિ આઝાદ હિંદમાં રહેનારી તમામ પ્રજાઓને સાચી આઝાદી ને સમાનતા હશે—એ વાત સ્વનિર્ણયનો સિધ્ધાંત જાહેર કરે છે.**

* **સ્વનિર્ણય એટલે કે,** દરેક સમાન સંસ્કારિતાવાળી પ્રજા- હિંદુ ને મુસ્લિમ— પોતાના જમીનદારો અને રાજા નવાબો સામે લડવા એકત્ર થાય.

*** સ્વનિર્ણય એટલે** કે, જુદી જુદી પ્રજાઓ જે સહિયારી ગુલામી નીચે ગુંદાઇ રહી છે તે સહિયારા દુશ્મન બ્રિટિશ શાહીવાદ સામે ઝૂઝવા એકત્ર થાય. કેમકે તો જ ભવિષ્યમાં પોતાનું આઝાદ જીવન ઘડવાનો સ્વનિર્ણયનો હક્ક પણ મળવો શકય બને.

*** સ્વનિર્ણય એટલે** કે હિંદની અંદર વસતી તમામ પ્રજાઓની સ્વેચ્છાનો સંઘ-જે સમાનતા, સ્વાધીનતા અને લોકશાહીના સિધ્ધાન્ત પર સૌનું સમાન અને સુખી આર્થિક જીવન સર્જવા સમર્થ બનશે.

**કમ્યુનિસ્ટ પાર્ટી** આજે હિંદુ-મુસ્લિમ કામદારો અને કિસાનોને તેમના વર્ગીય સંગઠનો ( કિસાન સભા, ટ્રેડ યુનિયન ) મારફતે તેમના જીવનની સ્થિતિ સુધારવાના જંગમાં દોરવણી આપે છે; તથા દરેક પ્રજાના સ્વનિર્ણયના ધોરણે એકતા સર્જવા માટે જહેમત ઉઠાવે છે.

ત્યારે કોંગ્રેસની નેતાગીરી તમામ પ્રજાઓને સ્વનિર્ણયનો અધિકાર આપવાનો ઈન્કાર કરી લોકશાહીને ઠેબે ચડાવે છે! કમ્યુનિસ્ટો કોંગ્રેસની આ નીતિને ખુલ્લી પાડે છે. કેમકે **એ નીતિ હિંદના મોટા ઉદ્યોગપતિ મૂડીદારોની શાહીવાદ સાથે સમાધાન કરી લેવાની નીતિ** છે. એ નીતિ દ્વારા તેઓ સમસ્ત હિંદના આર્થિક અને રાજકીય જીવન પર પોતાનો ઈજારો લાદવા માગે છે! અને હિંદમાં રહેતી અનેક નાની મોટી બીજી પ્રજાઓને સ્વનિર્ણયના અધિકારની રૂએ પોતાનું જીવન સ્વતંત્ર રીતે ઘડવાનો અને આઝાદ હિંદી સંઘમાં સ્વેચ્છાએ સમાનભાવે સ્વાધીન બની જીવવાનો હક્ક છીનવી લે છે.

**દેશી રાજ્યોની પ્રજાનો સ્વનિર્ણયનો હક્ક ઈન્કારવો એટલે કે દેશી રાજાનવાબો સાથે બાંધછોડ કરી લેવાની નીતિનો અમલ કરવો.**

જનતા જ્યારે દેશી રાજ્યોની શાહીવાદે સરજેલ મનસ્વી અને કૃત્રિમ સરહદોને તોડી નાખી, પોતાની પડોશની સમાન સંસ્કારિતાવાળી જનતા સાથે મળી જઈને, આઝાદ જીંદગી જીવવા ઝંખે છે, ત્યારે તેનો એ રીતે જીવવાનો એટલે કે સ્વનિર્ણયનો હક્ક ઇન્કારવો એ રાજાશાહીને જ જીવતદાન આપવા બરાબર છે.

કમ્યુનિસ્ટ પાર્ટી આની સામે કોંગ્રેસીજનોમાં સ્વનિર્ણયની અતિ મહત્વની ચાવીનું રહસ્ય સમજાવશે. સૌને એક મોરચે એકત્ર કરવા હોય તો બ્રિટિશ અને રજવાડી પ્રજાને ય સ્વનિર્ણયનો હક્ક આપ્યા વિના કોઇ જ ઉપાય **નથી,** એ વાત કમ્યુનિસ્ટ પાર્ટી ફરી ફરી સમજાવશે. સાથોસાથ તે એ ય વાત સાફ કરશે કે **કેવળ ધર્મના ધોરણે** હિંદના ભાગલા પાડવાની જે માંગણી કરવામાં આવે છે તે લોકશાહી સિધ્ધાંતથી વિરોધી છે, **પ્રત્યાઘાતી છે.**

# મુસ્લિમો અંગેનું વલણ

**મુ**સ્લિમ લીગ આજે અલગ મુસ્લિમ રાજ્ય સ્થાપવાની જે માંગ ઉઠાવે છે તે બિનલોકશાહી છે. પ્રજાને પૂછયા વિના જ છ પ્રાંતોને પાકિસ્તાનમાં બળજબરીથી જોડી દેવાની દરખાસ્ત સાવ અન્યાયી છે આ નીતિની પાછળ મુસ્લિમ જમીનદારો અને મૂડીદારોનો હાથ રહેલો છે. તેઓ શાહીવાદ સાથે સમાધાન કરી લેવાની દાનતથી સંપૂર્ણ સ્વતંત્રતાની પંચાતમાં પડવા માંગતા નથી; અને જનતાની સંમતિ વિના હિંદના ભાગલા પાડી પોતાના શોષણનો માર્ગ સરળ કરવા માગે છે.

**કમ્યુનિસ્ટ પાર્ટી આવી બિનલોકશાહી માગણીઓને ગેરવ્યાજબી જાહેર કરે છે.** પરંતુ આજે '**પાકીસ્તાન**'ની માગણીમાં આ દેશના કરોડો મુસ્લિમો પોતાની આઝાદીની માંગ જુવે છે; તથા મુસ્લિમ લીગના નેતાઓને મુસ્લિમોની આઝાદી માટે ઝુઝનાર નેતાઓ તરીકે સ્વીકારે છે-એ વાત જરા પણ દુર્લક્ષ કરવા જેવી નથી.

**કમ્યુનિસ્ટ પાર્ટી** આ આઝાદીપરસ્ત મુસ્લિમ અવામની બ્રિટિશ શાહીવાદ વિરોધી તમન્નાને નજરમાં લઇ, તેમને એ વાત સમજાવવા મથશે કે બ્રિટિશની સામે જ્યાં લગી ૪૦ કોટી ગુલામોનો સંયુકત મોરચો ન થાય એટલે કે ગંસ્થાને મુસ્લિમો આઝાદીની સહિયારી લડતમાં શામેલ ન કરી શકે ત્યાં લગી તેમની આઝાદી ને લોકશાહી પણ કદી હાંસલ થનાર નથી. 'પાકિસ્તાન સ્વીકારી લો' એવી શરત પહેલાંથી કરાવવા માટે ઝઘડાને બદલે, સ્વનિર્ણયના ધોરણ ઉપર પરદેશીઓની કશી ય દખલ વિના, લોકશાહી ન્યાયે જનતાના મત લઈને એ સવાલ નક્કી કરવાનું ધોરણ સ્વીકારવું જોઈએ

**કમ્યુનિસ્ટ પાર્ટી** તમામ મુસ્લિમ અવામને શાહીવાદ વિરોધી દેખાવોમાં સંયુકત કરવા પોતાથી બનતું બધું કરશે જ.

**કમ્યુનિસ્ટ પાર્ટી** મુસ્લિમ શ્રમજીવીઓને કામદારો અને કિસાનોનાં વર્ગીય સંગઠનો દ્વારા હિંદુ તથા અન્ય કોમો સાથે એકત્ર કરવા વિશેષ જહેમત ઉઠાવશે જ. શ્રમજીવીઓની આવી હિંદુ મુસ્લિમ એકતા જ વજ્જર જેવી બનશે. અને ત્યારેજ હિન્દુ મુસ્લિમોને આઝાદીની લડતમાં અલગ અલગ રાખવાના કોંગ્રેસ-લીગ નેતાગીરીના ભંગાણખોર અને મૂડીવાદી પ્રયાસોને શિકસ્ત આપી શકાશે.



# ૭ : આઝાદીના સહિયારા સંગ્રામનો વ્યૂહ

**કમ્યુનિસ્ટ પાર્ટી** આજની હાલત પર વિચાર કરતાં એ વાત સ્પષ્ટપણે જોઈ શકે છે કે આજે દેશમાં જે ક્રાંતિકારી જુવાળ ઉછાળ્યો છે, તેને દેશની આઝાદી માટેના આખરી સંગ્રામમાં જરૂર પલટી નાખી શકાય એમ છે. પરંતુ આવી લોકશાહી ક્રાંતિની પાછળ જનતાનો મોટો હિસ્સો હોય તો જ તે **સફળ થાય.**

**આપણા દેશમાં આવી તાકાતો કઈ છે?**

* **એક તો–રાષ્ટ્રીય કોંગ્રેસ છે.** આપણા વતનની આઝાદીનો મોટામાં મોટો પ્રવાહ તે રજૂ કરે છે.

* **બીજી છે–મુસ્લિમ લીગ** : એની પાછળ મુસ્લિમ આમ જનતાનો શાહીવાદ વિરોધી અને આઝાદીપરસ્ત વિશાળ સમૂહ છે.

* **ત્રીજી છે—કમ્યુનિસ્ટ પાર્ટી** : દેશના સંગઠિત કામદાર કિસાનોના વિશાળ સમૂહને તે દોરવણી આપે છે.

આ ત્રણ તાકાતો તથા બીજી પ્રજાકીય દેશભક્ત પાર્ટીઓનો સંયુક્ત મોરચો દેશને ગુલામીમાંથી છોડવવા માટે અત્યંત જરૂરી છે. વિજય માટે એ અનિવાર્ય છે.

**આજના દિવસોમાં આવો સંયુક્ત મોરચો ખડો કરવો એ સૌથી પ્રથમ કર્તવ્ય છે. જો એમ નહિ થઈ** શકે તો, દેશમાં જાગેલી ક્રાંતિકારી તાકાત અસ્તવ્યસ્ત થઈ જશે. અને દેશમાં ફરીથી હતાશા તથા વિખવાદનું મોજું ફરી વળશે.

● **કમ્યુનિસ્ટ પાર્ટી માને છે કે,** આજે ચાલી રહેલી નાની નાની અને વિભાગીય લડતો જેટલે અંશે કોંગ્રેસ અને લીગના અનુયાયીઓને જાગ્રત કરશે, તેટલા પ્રમાણમાંજ આખી સફળતાનો આધાર છે. જો આ લડતોને અંતે કોંગ્રેસ લીગના અનુયાયીઓ તેમના નેતાઓની શરણાગતિની નીતિ જોઇ શકે, ને તેને ફગાવી દઈ, નેતાગીરી ઉપર દબાણ આણી આગળ કદ્યા તેવો આઝાદીનો એકત્ર મોરચો રચવા કમર કસે તો જ બેડો પાર પડે.

આ હેતુ સિદ્ધ કરવા માટે-પાર્ટી નાની નાની તમામ લડતો-હડતાલોને બહાદુરી પૂર્વક દોરવણી આપી, જનતાના તમામ વિભાગોને એકત્ર કરી, બંને નેતાગીરીના સમાધાનિયા નીતિને ખુલ્લી પાડી, સંયુક્ત મોરચાની તાકાત વિષે લોક જાગૃતિ આણીને ૪૦ કોટિ જનતાનો આઝાદીનો એક મોરચો સર્જવ-જહેમત ઉઠાવશે.

**પાર્ટીને એ વાતની ખાત્રી છે કે, દરેક સ્થાનિક, વિભાગીય લડત પોતેજ વિશાળ રાષ્ટ્રીય લડત માટેનું સૌથી વધુ જલદ હથિયાર છે. એટલે જ તો પાર્ટી પ્રત્યેક નાની ને સ્થાનિક લડતની પાછળ યે અથાગ શ્રમ અને શકિત ખરચશે.**

આવી નાની મોટી લડતો લડતાં લડતાં જ પાર્ટી કોંગ્રેસ અને લીગના નેતાઓની એક બીજા સામે બાખડવાની અને સરકાર આગળ શરણાગતિ શોધનારી નીતિને સખ્ત શબ્દોમાં ખુલ્લી પાડશે; અને દરેક પ્રસંગે તેમાંથી નીકળવાના નક્કર માર્ગો ચીંધી, ભ્રમણામાં પડેલી જનતાને જાગ્રત કરશે, જેને પરિણામે તે જનતા પોતાની નેતાગીરીના ઈન્કાર છતાં આગે બઢશે જ બઢશે.

**● પાર્ટી એવી કોઈ જ ભ્રમણામાં નથી કે કોંગ્રેસ અને લીગના નેતાઓને માત્ર વિનંતીઓ કર્યાથી એ મૂડીવાદી નેતાગીરી આઝાદીના આખરી સંગ્રામના સંયુકત મોરચામાં આવી ઉભી રહેશે. એવો મોરચો તો ત્યારેજ શકય બનશે કે જયારે એ સંસ્થાઓના જ અનુયાયીઓ તેમના નેતાઓની હજાર અનિચ્છા છતાં આગળ બઢશે.**

એટલે કે હંમેશાં વધતી જતી આમ લડતોમાં પાર્ટી જેટલે અંશે રાજકીય દોરવણી આપી શકશે, જેટલે અંશે જનતાની સમક્ષ તેમના જ નેતાઓની સંકુચિત, ભંગાણખોર અને સમાધાનિયા નીતિનો ઘડો ફોડી તેમની આંખો ઉઘાડી શકશે, અને જેટલે અંશે બ્રિટિશ શાહીવાદ સામે આખરી જંગ ખેલી લેવાની અને રાષ્ટ્રીય લોકશાહી ક્રાંતિના કાર્યક્રમ પર કદમ બઢાવવાની ખુમારી પ્રેરી શકશે તેટલા જ પ્રમાણમાં નૂતન રાષ્ટ્રીય મોરચો સરજી શકશે

# ઉદ્દામો સાથે સહકાર

કોંગ્રેસજનોમાં આજે વિચાર પલટો થઇ રહ્યો છે, ખાસ કરીને કોંગ્રેસ નેતાઓની સમાધાનિયા નીતિથી ઘણાની આંખો ઉઘડી રહી છે. અને કોંગ્રેસમાંના પ્રામાણિક ઉદ્દામ તત્ત્વો શાહીવાદ સાથેના સમાધાન સામે લડવા આતુર બન્યાં છે; આઝાદીના સંગ્રામ માટે અધીરાં બન્યાં છે. આમાંનો મોટો ભાગ માર્કસવાદ તરફ પણ આકર્ષાયો છે.

આવાં આ ઉદ્દામ તત્ત્વો તરફથી એ પ્રકારની સૂચનાઓ આવે છે કે હવે તો દેશમાંના ઉદ્દામવાદીઓની એકતા થવી જોઇએ. કમ્યુનિસ્ટોના સહકારમાં દેશના ઉદ્દામ તત્ત્વોએ બંધારણ સભા અને શરણાગતિની નીતિ સામે ઝૂઝવાની લાગણી વ્યકત કરી છે.

કમ્યુનિસ્ટ પાર્ટી આ લાગણી તથા એકતાની સૂચનાને આવકારે છે; મહત્ત્વની લેખે છે. કેમકે આ રીતે કોંગ્રેસમાંના ઉદ્દામો કોંગ્રેસની મૂડીવાદી તથા સાથોસાથ કમ્યુનિસ્ટ વિરોધી જોહુકમીના સાણસામાંથી છૂટે છે.

● એ વાત નિઃશંક છે કે, આજે જ્યારે કોંગ્રેસ અને લીગની નેતાગીરી દેશને અવળે માર્ગે દોરી રહી છે ત્યારે શાહીવાદી યોજનાનો વિરોધ કરનારાં તમામ ઉદ્દામ બળો જનતાને જાગૃત કરવા માટે એકત્ર થાય એ અત્યંત જરૂરી છે.

## ઉદ્દામો સાથેના સહકારનો પાયો

કમ્યુનિસ્ટ પાર્ટી આ દષ્ટિએ સંયુકત કાર્યક્રમ નજરમાં રાખી નીચેના મુદ્દા રજુ કરે છે—

* કામદારો, કિસાનો, કારકુનો તથા વિદ્યાર્થીઓની તમામ વિભાગીય લડતોને ટેકો આપવો.
* દેશી રાજ્યની પ્રજાઓની લડતને ટેકો આપવો.
* બંધારણ સભાની બ્રિટિશ યોજનાને ફગાવી દેવી.
* આઝાદી હાંસલ કરવા ૪૦ કોટિ હિંદી જનતાનો સંગ્રામ શરૂ કરવો.

૪૦ કોટિ જનતાના આવા સંયુક્ત સંગ્રામ માટે જો કોઈ સૌથી મહત્વનુ ને કેન્દ્રરૂપ સૂત્ર હોય તો તે સાચી અને આઝાદ લોકપ્રતિનિધિ સભાનું જ હોઇ શકે—જે પુખ્તવયના મતાધિકારને ધોરણે, પ્રમાણસર પ્રતિનિધિત્વના સિધ્ધાન્ત પર, તથા તમામ પ્રજાઓના સ્વનિર્ણયના હક્કને આધારે ચુંટાયેલી હોય.

પરંતુ, આમ છતાં, કમ્યુનિસ્ટ પાર્ટી એ ય જાણે છે કે આજના મુખ્ય ઉદ્દામ ગણાતા પક્ષો—કોંગ્રેસ સોશિયાલિસ્ટ તથા ફોરવર્ડ બ્લોક—સ્વનિર્ણયના સિધ્ધાન્તને હજી સ્વીકારતા થયા નથી. **એ જાણવા પછી, પાર્ટી જાહેર કરે છે કે, ઉપરના બધા મુદ્દાઓ ઉપર અથવા તમને જેટલા સ્વીકાર્ય હોય તેટલા ઉપર કમ્યુનિસ્ટ પાર્ટી તેમની સાથે કોઈ પણ નક્કર પગલાં માટે સહકાર કરવા** તૈયાર છે. દરમિયાન પાર્ટી તેમને સ્વનિર્ણયના સિદ્ધાન્ત ઉપર યે સહકાર કરવા સતત રીતે ખેંચ્યા કરશે; કેમકે ૪૦ કોટિ હિંદુ મુસ્લિમ જનતાને આઝાદીના આખરી સંગ્રામમાં એકત્ર કરવાની એજ એક ગુરૂચાવી છે.

**જે કોઈ બળો શરણાગતિની નીતિ સામે ઝૂઝવા તૈયાર હોય તેમની સાથે સહકાર કરવા પાર્ટી આતુર છે.**

● પરંતુ, આમ છતાં, કોંગ્રસ સોશિયાલિસ્ટ પાર્ટી તથા ફોરવર્ડ બ્લોકની નેતાગીરીનું આજનું વલણ આવા એકત્ર મોરચાની આડે આવે છે.

એ બંને નેતાગીરીઓ બ્રિટિશ શાહીવાદ સામે લડવાની મોટી વાતો કરે છે, પણ વ્યવહારમાં તો મવાળ નેતાગીરીની સાથે સાવ પાણીમાં જઇ બેસે છે.

**કમ્યુનિઝમ સામેની જેહાદમાં તો તેઓ એ મવાળ નેતાઓનેય** વટાવી જાય છે! આ રીતે તેઓ કામદારોનાં વધતાં જતાં બળોમાં ભંગાણ પાડનારી મૂડીવાદી નેતાગીરીને જ મદદ કરે છે.

**તો વળી, આમ-જનતાની હડતાલો અને તેમનાં આંદોલનો** પ્રત્યેનું તેમનું વલણ તો તદ્દન તકવાદી છે. તેમનો હેતુ કામદાર જનતાને મૂડીદારો

ની બાંધછોડની નીતિ સામેના આંદોલનમાં આગળ આણવાનો છે, તેનાથી વધુ તો, કમ્યુનિસ્ટોની સામે ખડી કરવાનો છે.

**કિસાન મોરચે પણ તેમની એની એ નીતિ છે. ટૂંકમાં–કામદાર કિસાનોમાં ભંગાણ પડાવવાની તેમની નીતિ છે.**

**રાષ્ટ્રીય એકતાની સૌથી મહત્ત્વની સમસ્યા અંગે આ નેતાઓ** સમાધાનિયા મૂડીવાદી નેતાગીરીનેજ અનુસરે છે. તેઓ સ્વનિર્ણયના હકકનો ઈન્કાર કરે છે; અને લીગને શાહીવાદ તરફી કહી ધુતકારે છે; તથા તેની સાથે કશોજ સંબંધ ન રાખવા ફરમાવે છે.

**આ રીતે, હિંદુ–મુસ્લિમોને છિન્ન ભિન્ન રાખવાની તેમની નીતિ છે.**

વળી, એક બાજુ કોંગ્રેસ સમાજવાદી પક્ષ તથા ફોરવર્ડ બ્લોક સમાજવાદના સિદ્ધાન્તો પ્રત્યેની તેમની વફાદારી જાહેર કરે છે, ત્યારે બીજે હાથે કમ્યુનિઝમના આંધળા વિરોધને કારણે તેઓ મૂડીવાદી નેતાગીરીની છત્રછાયા નીચે શરૂ થયેલાં હરીફ યુનિયનોમાં કામ કરે છે. અને આ રીતે કામદાર વર્ગને જ છિન્ન ભિન્ન કરે છે.

**અને છેલ્લે, તેમની આંતરરાષ્ટ્રીય નીતિ કેવી છે?** એમાં તેઓ બ્રિટિશ શાહીવાદી એજંટોના પેંગડામાં પગ મૂકી ચાલે છે! દેશ દેશની અંદર જે પ્રત્યાઘાતીઓ સોવિયેતની ભૂંડી બદનામી કરે છે, તેની અંદર આ ઉદ્દામ નેતાઓ પોતાનો સૂર પુરાવે છે. તથા પૂર્વ યુરોપ અને એશિયાની અંદર જે નૂતન ક્રાંતિકારી લોકશાહી જન્મી રહી છે તેની સામેના મોરચામાં પણ તેઓ સાથ આપે છે.

આ દેશના પ્રમાણિક ઉદ્દામો તેમની પોતાની આકાંક્ષાઓ અને તેમના નેતાઓનાં માનસ વચ્ચેનો ભેદ જોઈ લે એ જરૂરી છે. એમ નહિ થાય ત્યાં લગી અમે જે એકત્ર આંદોલનોની સૂચના કરીએ છીએ તે વ્યવહારમાં મુશ્કેલ જ રહેવાની.

આમ છતાં, આજે દેશમાં સમાધાન વિરોધી જે જે ઉદ્દામ તત્વો પડયાં છે તે તમામની સમક્ષ કમ્યુનિસ્ટ પાર્ટી સહ–આંદોલનોની દરખાસ્ત રજૂ કરે છે. કેમકે એમ થશે તો આઝાદી માટેનો સંગ્રામ ઘણો ઝડપી બની જશે.

પરંતુ પાર્ટી એ વાત યે સ્પષ્ટ કરવા માગે છે કે કોઇ "ઉદ્દામ–બ્લોક" બનાવવાથી કશો ફાયદો થનાર નથી. મુખ્ય હેતુ સરનાર નથી. એમ કરવા જતાં ઉલટી કોંગ્રેસની આખી તાકાતને સંયુકત મોરચે લાવવામાં મુશ્કેલીઓ ઉભી થવા સંભવ છે. એમાંથી એવી ભ્રમણા પેદા થવા ય સંભવ છે કે કોંગ્રેસની અત્યારની મવાળ નેતાગીરીને આવા કાવાદાવાથી ખસેડી દઈ તેની જગાએ ઉદ્દામ નેતાગીરી સ્થાપવી કેમ જાણે શકય છે.

● **અને આ બધાને અંગે, સૌથી ખરાબ વસ્તુ તો એ બને કે,**

**લોકશાહી ક્રાંતિ માટે જનતાને સંગઠિત કરનારી શકિત તરીકે કામદાર વર્ગ, કિસાનો અને તેમની કમ્યુનિસ્ટ પાર્ટીના સ્વતંત્ર રાજકારણનું સાચું મહત્ત્વજ નજરઅંદાજ થાય.**

## મુસ્લિમ લીગમાં ઉદ્દામો

કમ્યુનિસ્ટ પાર્ટી એ વાત સારી પેઠે જાણે છે કે મુસ્લિમ લીગમાં ઉદ્દામ તત્વો ખૂબ જ ઓછાં ને નિર્બળ છે. અલબત્ત, આજે લીગની અંદર શાહીવાદના વિરોધનું મોજું ઊછળ્યું છે; ને અનેક લીગી સભ્યો તેમની જમીનદાર તરફી અને મૂડીવાદી નેતાગીરીની શરણાગતિની નીતિથી સાવ અસંતુષ્ટ છે. તેઓ શાહીવાદ સામેના જંગમાં મુસ્લિમ અવામને દોરવા પણ આતુર છે.

પરંતુ લીગમાંના આ ઉદ્દામ બળો તેમની નેતાગીરીની આજની નીતિ સામે ખાસ કશું કરવા સમર્થ નથી. અને, જો તેઓ નીચેના મુદ્દાઓ પર આગળ નહિ વધે તો ભવિષ્યમાંય તેમની પ્રત્યાઘાતી નેતાગીરીને પૂંછડે જ તેઓ બંધાયેલા રહેશે.

● લીગના નેતાઓ શાહીવાદ પર આધાર રાખી મુસ્લિમોની માગણીઓ મેળવવા માટે કોંગ્રેસ સાથે સોદાગીરીની રમત રમ્યા કરે છે. આ નીતિ ધરમૂળથી છોડી દેવી પડશે. પાકીસ્તાન જોઈએ કે હિંદની એકતા કાયમ રહેવી જોઇએ, એ સવાલનો ફેંસલો શુદ્ધ લોકશાહી રીતે જ થવો જોઈએ. દરેક પ્રજા પોતે જ પુખ્ત વયના મતાધિકારને જોરે નક્કી કરી કરી લે, એમાં બ્રિટિશની કે કોઈની ડખલ ન હોવી જોઈએ.

● લીગે આઝાદીના સંગ્રામમાં શામેલ થવું જોઇએ. બ્રિટિશ ફોજ પાછી ખેંચી લેવા અંગે તથા રજવાડાશાહીને ખતમ કરવા અંગેની લડતમાં તેણે સૌની સાથે ઝુકાવવું જોઈએ.

● લીગે કામદારો અને કિસાનોની લડતોને ટેકો આપવો જોઇએ; તથા ટ્રેડ યુનિયનો અને કિસાન-સભાને સૌ કામદાર-કિસાનોની સંસ્થાઓ તરીકે મજબૂત બનાવવા મથવું જોઇએ.

● બંગાળ, પંજાબ અને સિંધના મુસ્લિમ કિસાનોને તેમના જમીનદારો સામેની લડતોમાં ખાસ મદદ આપવી જોઈએ.

કમ્યુનિસ્ટ પાર્ટી માને છે કે, લીગમાંના ઉદ્દામો, તેમના સ્વાનુભવે એ વાત જોતા થશે કે ઉપર જણાવ્યા મુજબ કામ કરવાથીજ મુસ્લિમ અવામને ૪૦ કોટી જનતાની આઝાદીના સહિયારા સંગ્રામમાં આણી શકશે. આ માર્ગે જ કોંગ્રેસ-લીગનો સંયુકત મોરચો સરજી શકાશે; અને આ માર્ગે જ મુસ્લિમોની ન્યાયી માંગો હાંસલ કરી શકાશે.



# ૮: જનઆંદોલનો—સાચી નેતાગીરી

**પાર્ટી આઝાદીની આખરી લડત માટેની તાકાત આ દેશમાં** જગાવવા માગે છે; પાર્ટી પોતાને તથા આમ-સંગઠનોને મજબૂત કરવા માગે છે; તમામ વિભાગોને એકત્ર કરનારા સંયુક્ત મોરચાના સર્જક તરીકે તે આગળ આવવા મથે છે; અને એ રીતે તે મૂડીવાદી નેતાગીરીની પકડથી દેશને છોડાવવા ચાહે છે. આને માટે તે સાચો ને નક્કર માર્ગ રજુ કરે છે—**કામદારો, કિસાનો અને દેશી રાજ્યોની પ્રજાની લડતોને સાચા સૂત્રો પર વિકસાવવી એ જ સાચો માર્ગ છે.**

● કોંગ્રેસ અને લીગની નેતાગીરી આ લડતોને અંદરથી અને બહારથી નિષ્ફળ બનાવવા મથે છે. અને એ રીતે લડતે ચઢેલી જનતામાં ભંગાણ પડાવવા કરે છે.

● **આની સામે કમ્યુનિસ્ટ પાર્ટી, તમામ લોક આંદોલનોને હિંમત અને વીરતાપૂર્વક દોરતાં ચાહે સો કુરબાનીઓ કરવા તત્પર છે.**

## હડતાળનો વ્યૂહ

હિંદી કામદાર આજે નવે જ સ્વરૂપે, નવી સ્થિતિમાં ઉભો છે. યુદ્ધ બાદ પગાર અને મોંઘવારીથી માંડી જીવનની તમામ બાબતમાં તેની દુર્દશાનો પાર નથી. બીજી બાજુથી, યુદ્ધનાં વરસો દરમિયાન તે રાજકીય દૃષ્ટિએ પણ જાગ્રત બન્યો છે. આને લઇને તો કોઇપણ ધંધાની સ્થાનિક હડતાલ જોતજોતામાં આખા ધંધાની દેશવ્યાપી હડતાળ બની જાય છે. તથા બીજા ઉદ્યોગોના કામદારો ઉપરાંત સામાન્ય નાગરિકોની ય હમદર્દી મેળવી લે છે. કેમ જાણે નોકરશાહો અને સ્વાર્થી માલિકો સામેનો આખી જનતાનો જંગ હોય એવું વાતાવરણ ખડું થઇ જાય છે.

આજે આ લડતો માત્ર કારખાનાંના કામદારોની જ રહી નથી; પણ બેંકો ને સરકારી ખાતાંઓના કારકુનો ઉપરાંત શિક્ષકો, પોલિસો તથા ફોજની અંદર પણ પ્રસરી ચૂકી છે. વળી રાષ્ટ્રવ્યાપી રેલવે હડતાલની તૈયારીઓ વખતે તથા મહિના સુધી લંબાયેલી પોસ્ટની હડતાળ વખતે મળેલો દેશભરનો ટેકો લડાયક ક્રાંતિકારી તમન્નાનો ખ્યાલ આપી જાય છે. અને **કામદાર વર્ગ કેટલો એક દેહ બની ઉભો રહી શકે છે તેનું આપણને ભાન કરાવી જાય છે.**

**કામદારોની લડતોમાં દેખાતી આ વ્યાપક તાકાત અને જલદ ખુમારી ખરેખર નવા યુગની જ છે.**

**આ ઉપરાંત, બીજી પણ વિશેષતા છે. આજે તો, નાવિકોના** બંડથી માંડી કાશ્મિરમાં પંડિત નહેરૂની ગિરફતારી વખતે કામદારો પોતે આમ

હડતાલ પોકારી ઉઠે છે. **આમાં આપણે કામદારોની અપૂર્વ રાજકીય જાગૃતિ જોઈએ છીએ.**

આ આંદોલનોના અજવાળામાં પાર્ટીનો વિચાર કરીએ તો આપણને જણાયા વિના નહિ રહે કે, આપણે તો આ વિરાટ અને સ્વયં આંદોલનોની આગળ છેક 'વામણા' ઠર્યા છીએ. એ વિરાટને દોરવામાં કયાંય પાછળ પડી ગયા છીએ.

● કમ્યુનિસ્ટ પાર્ટીને એ વાત સાફ દેખાય છે કે, હવે દેશનાં ઔદ્યોગિક મથકો પર સાર્વત્રિક હડતાળનો પવન ઝડપભેર ફેલાઇ જવાની નિશાનીઓ પાકી ગઈ છે. તેણે આ ઝંઝાવાતને દોરવાની જવાબદારી ઉઠાવી લેવી જરૂરી છે. આવનારા દિવસોમાં કામદારો પર ગુજરનારાં દમનોની સામે ખુદ કામદાર વર્ગ ખડો થઇ વીરની જેમ લડી શકે અને માટે તેને દોરવતો એ પાર્ટીનું કર્તવ્ય છે.

● પાર્ટીને એ વાત સાફ દેખાય છે કે, કામદારોની મૂળભૂત માંગો અંગે જાગેલી તમામ ઉદ્યોગોની સાર્વત્રિક હડતાલમાંથી એક નવીજ સર્વોચ્ચ કક્ષા પેદા થશે, જે સમસ્ત કામદાર વર્ગને સહિયારી લડતો માંટ સંયુકત કરશે.

પાર્ટી દમનની વિરૂદ્ધ અને દેશી રાજ્યોની પ્રજાની હમદર્દીમાં કામદાર વર્ગને રાજકીય હડતાલને પંથે દોરશે; અને એ રીતે તેને રાજકીય સાર્વત્રિક હડતાલ માટે તૈયાર કરી ગુલામી ફેડવાની પ્રજાકીય લડતમાં સાથીદાર બનાવશે.

આ રીતે, હડતાલના જુવાળની દોરવણી કરીને જ પાર્ટી કામદારોની અંદરનો તેનો પાયો અનેકગણો વધુ મજબૂત કરી શકશે. અને કામદાર વર્ગ ઉપરની મૂડીવાદી નેતાગીરીની અસરને ખતમ કરી, લોકશાહી ક્રાંતિના આખરી સંગ્રામની સાચી અને મુખ્ય લડાયક તાકાતને સંગઠિત સ્વરૂપે મેદાનમાં ઉતારી શકશે.

# કિસાન લડતો: નવી દિશા

**આ**જે જે વિરાટ જુવાળ ઉછળ્યા છે, એમાં કિસાનો કામદારો કરતાં ઘણા પાછળ રહી ગયા છે. પરંતુ એમ છતાં જમીનદારો કાળા બજારિયાઓ અને શાહુકાર-ધીરધારિયાઓ સામે બંગાળમાં (અને પાછળથી મોટા પાયા ઉપર યુકત પ્રાંતમાં–અનુ.) જાગેલાં લડાયક આંદોલનો નવો મિજાજ જાહેર કરી રહયાં છે.

જોતજોતાંમાં આ આંદોલનો ક્રાંતિકારી રૂપ ધારણ કરશે. આજેજ અનાજની કટોકટી, જીવનને જરૂરી વસ્તુઓના બેશુમાર મોંઘા ભાવો, તથા અમલદારોના નાદીરશાહી ત્રાસ નીચે જીવતી કિસાન જનતા હવે હાથ જોડી બેસી રહેનાર નથી, એ વાત સાફ છે. દિવસે દિવસે એમનો જંગ કાતિલ બનતો જવાનો

(યુકત પ્રાંતના ઓગસ્ટ સપ્ટેંબર મહિનાના હેવાલો આ વાત પૂરવાર કરે છે–અનુ.) એ નિશ્ચિત છે.

કમ્યુનિસ્ટ પાર્ટી આ જન આંદોલનોને અપનાવે છે. કિસાનો ઉપર ગુજરનારા દમનોનો હિંમતભેર સામનો કરવા માટે તેમને સંગઠિત કરવામાં પોતાની શકિત ખર્ચવાનો નિરધાર જાહેર કરે છે. વળી શહેરો અને ગામડાંમાં રહેતા કિસાન સિવાયના બીજા વર્ગો કિસાનોની લડતોને ટેકો આપે અને કિસાનો કામદારો તથા અન્ય જનતાની લડતો વચ્ચે પાકી કડી બંધાઇ જાય તે માટે પાર્ટી સતત પ્રયાસ કરશે.

પાર્ટી કિસાન સભાને શાહીવાદી યોજના સામેના શકિતશાળી હથિયાર તરીકે તૈયાર કરી આઝાદ અને લોકશાહી ગ્રામજીવન સર્જવાના ધ્યેય માટે પોતાની બધી તાકાત ખર્ચશે.

પાર્ટી એક બાજુ, પ્રજાકીય પ્રધાન મંડળો દ્વારા તાબડતોબ કિસાનોના હિતના કાયદાઓ પસાર કરાવવા મથશે; બીજે હાથે કિસાનો પાસે બળજબરીથી જમીનો ખાલી કરાવવાના જમીનદારોના પ્રયાસો સામેની લડતોમાં કિસાનોને પક્ષે તે ઉભી રહેશે. તેવી જ રીતે, જમીનદારોની પડતર જમીનનો ઉપયોગ કરવા કિસાનો આગળ આવે ત્યારે, તથા શકિત બહારનું ગણોત આપવાનો તેઓ ઇન્કાર કરે ત્યારે તેમને પડખે પાર્ટી ઉભી રહેશે.

અનાજની સુયોગ્ય વહેંચણી થાય, યોગ્ય પ્રમાણમાં 'અનાજ ખરીદી' અને રાશનિંગની વ્યવસ્થા થાય તેવા પ્રકારનાં તમામ પગલાંને પાર્ટી ટેકો આપશે; તથા અનાજ સમિતિઓ, સહકારી મંડળીઓ, સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ (લોકલ બોર્ડ, મ્યુનિસિપાલિટી વગેરે) સંગઠનો જનતાને વધુમાં વધુ ઉપયોગનાં બને તે માટેય પાર્ટી મહેનત કરશે. સાથોસાથ, કિસાન વિરોધી પગલાં ને કાયદાઓ સામે જ્યારે કિસાનો માથું ઉચકશે ત્યારે તેમની પડખે પાર્ટી ઉભી રહ્યા વિના નહિ રહે.

જે પ્રદેશમાં લોકો ભૂખે મરતા હશે ત્યાં સરકાર અને સંઘરાખોરોના ભંડારો જનતાને સુયોગ્ય વહેંચણી માટે સુપ્રત કરી દેવામાં આવે તેવી માંગણી પાર્ટી ઉઠાવશે.

વળી, એક બાજુ કિસાનોને નહેરોની સગવડ મળે, બિયાંવું અને ખાતર મળે તેને માટે ધારાસભામાં કાયદા કરાવવા તથા તેનો અમલ કરાવવા પાર્ટી મથશે. બીજે હાથે, કિસાનો જયાં જયાં સરકારની તથા જમીનદારોની માલિકીની નહેરોનાં પાણીનો ભોગવટો કરવા આગળ અવશે તથા સંઘરાખોરનાં બિયાંવાં અને ખાતરનો ઉપયોગ કરવા કદમ ઉઠાવશે ત્યાં ત્યાં પાર્ટી તેમને સાથ અને સહકાર આપશે.

**● કિસાનોની આ લડતોને સંગઠિત કરી દોરવણી આપતાં પાર્ટી એવી રીતનો જાગ્રત રીતે પ્રયાસ કરશે કે જેથી એ લડતો આખા ગામના દુશ્મન સમા જમીનદારો, વ્યાજખાઉ લૂંટારાઓ અને નોકરશાહોની સામેની બને, અને ગામડાંની મોટા ભાગની જનતાનો સાથ સહકાર તેને મળે, સમસ્ત ગ્રામ-એકતા વધુ વિશાળ ને નક્કર બને.**

● જ્યાં જ્યાં શકયતા હોય ત્યાં ત્યાં કામદારો અને કિસાનો વચ્ચે વધુ નીકટની બંધુતા જન્મે તેને માટે પાર્ટી પ્રયાસ કરશે; જેમ કે કિસાનો કામદારોને અનાજની ભેટ આપે, ને કામદારો કિસાનોનાં આંદોલનોને હડતાલો દ્વારા ટેકો આપે, વગેરે.

# દેશી રાજ્યોની પ્રજાની લડત

**પ્રજા મંડળની મુખ્ય નેતાગીરીની નીતિ આજે તો દેશી રાજ્યની પ્રજાની લડતોની સામે છે; વળી કોંગ્રેસની વડી નેતાગીરી પણ એવી લડતોને તોડી પાડવાનું જ કામ કરે છે. આમ છતાં એ વાત નિર્વિવાદ છે કે દેશી રાજ્યની પ્રજામાં એક નવી જ ચિનગારી લાગી ગઈ છે. અને તે એકાએક પ્રકટી નીકળે છે.**

પ્રજામંડળના કાર્યકર્તાઓમાં તેમના નેતાઓની રાજા તરફી નીતિ સામે આજે જબરો અસંતોષ છે. કોંગ્રેસ નેતાગીરી સામેય તેમને કડવી ફરિયાદો છે. કેમ કે તેમણે રાજા-નવાબો સાથે દોસ્તી અને સલાહ સમજૂતીની નીતિ અખત્યાર કરી લીધી છે. તથા પ્રજાની મૂળભૂત માંગણીઓ અંગે અખિલ હિંદ દેશી રાજ્ય પ્રજા પરિષદ પાસે જ તેમણે નીચી મુંડી કરાવી છે.

**દેશી રાજ્યમાં કામ કરનાર કમ્યુનિસ્ટોએ પ્રજામંડળની અંદર અને બહાર આની સામે સાફ અવાજ ઉઠાવવો જોઈએ.**

**'આપખૂદી અમલને ખતમ કરો'—એ સૂત્રના** ધોરણે દરેક રાજ્યને પોતાની લોકપ્રતિનિધિ સભા હોય, જેના પ્રતિનિધિઓ પુખ્ત વયના મતાધિકારને ધોરણે ચુંટાયેલા હોય તેવી માંગ ઉઠાવવી જોઈએ. આ સભા રાજાશાહીનું ભાવિ નકકી કરે, નવું બંધારણ ઘડે, તથા આઝાદ હિંદની સાથેના તેના સંબંધ વિષે આખરી નિર્ણય લે.

એમ માનવું બરાબર નથી કે આ સૂત્રથી આપણે પ્રજામંડળથી અળગા-એકલા પડી જઇશું. એથી ઉલટું, પ્રજામંડળના કાર્યકર્તાઓ અને અનુયાયીઓમાં તથા જનતામાં જો આ સૂત્રોનો પ્રચાર કામદાર કિસાનોમાંની આપણી અસરને જોરે નહિ કરાએ તો આપણે આપણી ફરજ ચૂકીશું. ને એનો અર્થ એ જ થશે કે આપણે શાહીવાદની સાથે સમાધાન કરી લેવાની નીતીનો અને શાહીવાદી યોજનાનો સામનો કરવામાં પાછા પડીએ છીએ.

દેશી રાજ્યોમાં કામ કરનારા કમ્યુનિસ્ટોએ નાગરિક આઝાદી માટે તથા નવા પોકળ સુધારાઓની સામે વિશાળ ધોરણે આંદોલનો શરૂ કરવાં જોઈએ. તે બંધારણ સભામાં લોકોએ ચૂંટયા ન હોય તેવા કોઇ પણ પ્રતિનિધિને મોકલવાની પેરવીઓ ચાલતી હોય તો તેની સામે વિરોધી વંટોળ ઉભો કરવો જોઈએ. અને આગળ જણાવ્યા પ્રમાણેની સાચી લોકબંધારણ સભાની માંગને આગળ ધરવી જોઇએ.

● દેશી રાજ્યોમાંના કમ્યુનિસ્ટોએ મુખ્ય ધ્યાન ત્યાંના કામદારો અને કિસાનોની માંગો ઉપર અને લોકોની નાગરિક આઝાદી ઉપર પરોવવું જોઈએ. આને માટે સ્થાનિક પ્રજામંડળો તથા અન્ય પ્રજાકીય સંસ્થાઓનો સહકાર મેળવવો જોઈએ.

આ માર્ગે જ કમ્યુનિસ્ટ પાર્ટી પ્રજામંડળના સાચા કાર્યકર્તાઓ અને અનુયાયીઓને પોતાની સાથે લઇ જઇ શકશે તથા આ જ માર્ગે પ્રજામંડળની સમાધાનિયા નેતાગીરીની પકડમાંથી દેશી રાજ્યની પ્રજાને છોડાવી શકશે.

# વિદ્યાર્થી એકતા અને સંગ્રામ

વિશ્વ યુદ્ધ પૂરૂં થયા બાદ આપણા દેશમાં આઝાદ હિંદ ફોજને અંગે જે સૌથી વધુ ભવ્ય આંદોલન થયું હતું, તેમાં હિંદી વિદ્યાર્થીઓએ આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો. તે જ રીતે નાવિકોના બંડ વખતે ય.

એ દિવસોમાં શાળાઓમાં ભણતી નાની બાળાઓએ સુધ્ધાં પોલિસ અને મિલિટરી સામે અપૂર્વ શૌર્ય દાખવ્યું હતું. વળી વિદ્યાર્થીઓની ત્રણ સંસ્થાઓ સ્ટુડંટ કોંગ્રેસ, સ્ટુડંટ ફેડરેશન તથા મુસ્લિમ સ્ટુડંટ ફેડરેશને ખભેખભા લગાવી, હિંદુ–મુસ્લિમ વિદ્યાર્થીઓએ હાથમાં હાથ મિલાવી, એ મહાન પ્રસંગોએ કુરબાની અને બહાદુરી દાખવી હતી.

**એ જ દિવસોમાં, આપણા દેશના ઇતિહાસમાં પહેલી જ વાર વિદ્યાર્થીઓ અને કામદારોની વિરાટ એકતા સર્જાઈ હતી.**

આ દિવસોમાં જ વિદ્યાર્થીઓએ પોતાના જીવન અને શિક્ષણ વિષયક સવાલોને પણ હલ કરવા કદમ માંડયાં હતાં.

**આપણા દેશના વિદ્યાર્થીઓની સક્રિય એકતાને કમ્યુનિસ્ટ પાર્ટી** આવકારે છે. કામદારો, કિસાનો અને દેશી રાજ્યની પ્રજાની લડતો વખતે તેમણે રાજકીય હડતાલો દ્વારા જે મમતા અને એકતા દાખવેલી તેને વધાવે છે.

**કામદારો, કિસાનો અને વિદ્યાર્થીઓની આ મમતા, એકતા ને બંધુતા રાષ્ટ્રની નવી ક્રાંતિકારી જાગૃતિની એંધાણ છે.**

વિદ્યાર્થી અવદશા પ્રત્યે નજર નાખતાં કમ્યુનિસ્ટ પાર્ટી જુવે છે કે, આજે શિક્ષણ, સંસ્કારિતા અને સામાજિક જીવનનો વિકાસ કરવાની ભાગ્યે જ

કશી તકો વિદ્યાર્થીઓ પાસે રહેવા પામી છે. મોટે ભાગે આજે કોલેજો શાળાઓમાં જરી પુરાણું શિક્ષણ જ અપાતું હોય છે. અને તે બધાને એકે એક શિક્ષિત જુવાન સામે નોકરીનો સવાલ વિકરાળ બની ઉભો છે.

**આવી આ સ્થિતિમાં પલટો આણવો હોય તો જબ્બર જ. આંદોલનો સિવાય બીજો કોઇ માર્ગ નથી.**

કમ્યુનિસ્ટ પાર્ટી વિદ્યાર્થીઓની આમ-લડતોને ટેકો આપતાં નીચે સૂત્રો રજુ કરે છે—

* શિક્ષણની પધ્ધતિને લોકશાહી બનાવો. રાષ્ટ્ર વિરોધી અને શા વાદી શિક્ષણ-સૂત્રોને શાળા કોલેજોમાંથી રૂખસદ આપો.

* કોલેજો અને શાળાના શિક્ષણને તત્કાલ વધુ વિસ્તૃત બના શિક્ષકોના પગારો અને જીવન સ્થિતિને સારા સંસ્કારી ધોરણ પર મૂકો; કે તોજ શિક્ષણને વ્યાપક બનાવી શકાશે, અને રાષ્ટ્રીય પુનર્રચના માટે આવશ્ તાલિમબધ્ધ કાર્યકરો મેળવી શકાશે.

* દરેક પ્રજાજનને શિક્ષણ મળી શકે તે માટે ગરીબ વિદ્યાર્થીઓને ગ્રાન્ટ, સ્કોલરશીપ વગેરેની ગોઠવણ કરી આપો. ખાસ કરીને પછાત 'પ્રજા' (રાષ્ટ્રીયતા) અને કોમમાંથી આવતા ગરીબ વિદ્યાર્થીઓ પ્રત્યે વિશેષ લક્ષ આપો.

* દરેક શિક્ષિત યુવકને કામ-નોકરીની બાંહેધરી આપો.





શરફ અથર અલીએ, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઈનરોડ, મુંબઈ ૪. થી છાપી, લોક પ્રકાશન ગૃહ, રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિધ્ધ કર્યું.